મહાત્મા જેમ્સ એલન કૃત

# પશુમાંથી દેવ

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.

પ્રથમાવૃત્તિ                    પ્રત ૧૧૦૦

ઇ. સ. ૧૯૧૬

પુ. ૨જું.

Amid the din and strife of men,
The Call Divine I hear again;
Its telling is of things apart
Above the tumult of the heart.
High O'er where sin's dark pathways wind
Waits the wise willing of the mind;
Beyond strong Passion's guarded gates,
There Peace awaits – there Peace awaits.

*James Allen.*

---

છાપનાર મોતીલાલ શામળદાસ પટેલ,
ધિ યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ ટંકશાળ; અમદાવાદ.

જ્ઞાનવર્ધક પુસ્તકમાળાનું પુસ્તક છઠ્ઠું

# પશુમાંથી દેવ

અથવા

# પુણ્યાત્માઓનો પન્થ



ભાષાન્તરકર્ત્તા

**મોહનલાલ વિઠ્ઠલદાસ ગાંધી,**

બી. એ., એલ્‌એલ્. બી.

ખાડીઆ ; **અમદાવાદ.**

**કિમ્મત આઠ આના.**

**જ્ઞાન વ. પુ માળાના ગ્રાહકો માટે — ચાર આના.**

આ જનકલહ - ઘોંઘાટમાં,
ફરી સાદ દૈવી સાંભળું;
ઉચ્ચવૃત્તિક્ષોભથી ઉચ્ચ વસ્તુ એ સુણાવે અવનવું:
પથ પાપનો જ્યાં ઘોર ત્યાં -
ઊંચે ઊંચે આશા ખડી,
મજબૂત કિલ્લો કામનાનો, પાર એ પશુતા થકી -
ત્યાં શાન્તિ રાહ જોતી ખડી -
ત્યાં શાન્તિ રાહ જોતી ખડી. ૧

જેમ્સ એલન.

RESPECTFULLY DEDICATED

*To*

# *Mrs. James Allen*

*By*

*The Humble*

*Translator,*

આશરે ચારેક વર્ષ પહેલાં મારા એક સ્નેહી મિત્રે મહાત્મા જેમ્સ એલનનું આ ઈંગ્લિશ પુસ્તક – From Passion to Peace – મારા હાથમાં ભાષાન્તર માટે મૂક્યું હતું. જીવનની સુધારણા માટે એમાંનું વસ્તુ કેટલું બધું ઉપયોગી છે એ વાંચનાર જાતે જોઈ શકશે. મૂળ વસ્તુ વિષે હું અહીં ઉલ્લેખ કરતો નથી. એ સ્નેહકૃત્ય કરવાનું તો મારા સ્નેહી સાગરે સ્વીકાર્યું છે. હું એટલું જ કહીને વિરમું છું કે આ ભાષાન્તર ઉપયોગી અને સુન્દર થઇ શક્યું હોય તો મારા એ સ્નેહીઓને લીધે જ છે.

અમદાવાદ,
૧૧ : ૪ : ૧૬.

**ભાષાન્તરકર્ત્તા.**

આ પુસ્તકનાં પહેલાં ત્રણ પ્રકરણોમાં – **કામ-વાસના**, **ઉચ્ચાભિલાષ** અને **પ્રલોભન** એમાં – સામાન્ય માનવ જીવનની **કામનાવૃત્તિ**, **હૃદયાર્દ્રતા** અને **કરુણવૃત્તિ**નું નિરૂપણ છે: છેલ્લાં ત્રણ – **બ્રાહ્મી સ્થિતિ**, **મુક્તદશા** અને **શાન્તિ** – એમાં દિવ્ય જીવન, શાન્ત, પ્રબુદ્ધ અને સુન્દર – સાધુનું અને ઉદ્ધારકનું જીવન છે. મધ્યસ્થ પ્રકરણ – **સ્થિત્યન્તર**નું – એ બેની વચમાંના પરિવર્તનકાળનું છે: માનવ જીવનની સાથે દિવ્ય જીવનને સાંકળનારો એ એક રાસાયણિક પ્રયોગ છે. દિવ્ય જીવન કંઈ આત્મ-શિક્ષણ, ત્યાગ ને સંન્યાસનું બનેલું નથી; એ તો એની પ્રાપ્તિનાં સાધનો છે. દિવ્ય જીવન તો **પૂર્ણ** શાન્તિ આપનારા **પૂર્ણ પ્રજ્ઞાન**માં રહેલું છે.

બ્રીક્ગોહ્યુ,
ઈલ્ફ્રેકામ્બ; ઈંગ્લૅન્ડ. } **જેમ્સ એલન.**

૬૧૩૦

## ॐ પ્રેમધર્મ

દીવાને સાગરની સુર્ખી તો તાઝી જ છે ને મજનૂં જોગી અને ફિરિશ્તાના સંવાદના હર્ફો પણ લીલા જ છે – એટલામાં તો ઋષિ જેમ્સ એલનની અદ્દ્ભુત વાણી વિચારવાને એ જ કલમ પ્રવૃત્ત થાય છે. પરમાત્માનું પ્રત્યેક નિર્માણ હમેશ જ રમણીય હોય છે અને આ પ્રવૃત્તિમાં તો એ રમણીયતાનું દર્શન બહુ સ્પષ્ટ થાય છે. આ ગ્રન્થના મૂળ લેખકને તેમ જ આ ભાષાન્તરકારને પણ સેવક કેટલાક કાળથી ચાહતો આવ્યો છે. ॐ ॥

ઋષિ જેમ્સ એલનનું પાર્થિવ શરીર તો ચારેક વરસ પહેલાં ઇ. સ. ૧૯૧૨ના જાન્યુઆરીની ૨૪મી તારીખે ૪૮ વરસની વયે પઞ્ચત્વ પામ્યું છે. તે પહેલાંનાં ઘણાં વરસો પત્ની અને કન્યાની સાથે તેઓ દક્ષિણ ઇંગ્લૅન્ડમાં ઇલ્ફ્રૅકોમ્બ નામના

ગામમાં વાનપ્રસ્થાશ્રમને અનુરૂપ જીવન ગાળતા. પોતાનો લગભગ બધો સમય – આખું જીવન જ પરમાત્માના ચિન્તન, મનન અને યોગમાં તેઓ વ્યતીત કરતા. પરમ તત્ત્વની વિચારણાને અંગે એમના પરમાત્મયોગની અદ્ભુત લહરીઓ જગતને અવારનવાર સંભળાયાં કરતી – એમનાં જુદાં જુદાં દસ પન્દર પુસ્તકો એ પરમ યોગનું જ કલ્યાણકારી પરિણામ છે.

મનનશીલ વાચક જોશે કે ઋષિ જેમ્સની વાણી ખરેખર પ્રેરિત વાણી છે, વેદોની ઋચા સમી મંગલ, ઉપનિષદોના ભાષ્ય જેવી પ્રજ્ઞાનપૂર્ણ અને આત્માના ઊંડાણમાંથી સ્વયંભૂ વહેલી છે. પૂર્ણ શાન્તિમય બ્રાહ્મી જીવનની ઝળકતી પ્રતિભા એ ઋષિ જેમ્સની સમસ્ત ગ્રન્થાવલિની મુખ્ય શક્તિ છે અને તેથી એમની વાણી સરળ, પ્રેમાળ અને મધુર છતાં જોરદાર છે. પરમ સતનો સ્વાનુભવ પોતાની સાથે શી અજબ રોશની અને

શો અદ્ભુત ઉલ્લાસ લઈ આવે છે, એનું દર્શન એમના એકેએક પુસ્તકમાં નિદિધ્યાસી વૃત્તિને થઈ શકે છે. ગૌતમ પ્રબુદ્ધની પેઠે દુઃખના કારણ અને વારણની આગ્રહી શોધ એ એમની વાણીનું બીજ છે અને પ્રબલ પુરુષાર્થે વડે ઘનીભૂત કરેલી, સંસ્કરણ પામેલી મનોવૃત્તિઓની આત્મસાક્ષાત્કારમાં સંસ્થિતિ, એ એમની વાણીનો કીલક છે.

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કન્ધમાં ભગવાન્ વ્યાસ સન્તનું જે સ્વરૂપ નિરૂપે છે તથા શ્રીમદ્-ભગવદ્ગીતા બ્રાહ્મી સ્થિતિનાં જે લક્ષણો આલેખે છે તે ઋષિ જેમ્સના જીવનમાં લગભગ પૂર્ણ અંશે પ્રકટેલાં હતાં. ઋષિ જેમ્સનું બાહ્યાંગ અંગ્રેજ છતાં એમનું જીવન આર્ય જીવન હતું. એમનું અન્તરંગ અમરાપુરીનું વતન અનુભવેલું હતું. ' મનુષ્ય જાતે પૂર્ણતા અનુભવે એ જ સર્વોપરિ ધર્મ છે ' એવું તેઓ માનતા હતા. કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગની એકવાક્યતા જીવનમાં થવી જોઇયે અને જીવન પૂર્ણ શાન્તિમય અનુભવાવું

જોઇયે, એ એમનું લક્ષ્ય હતું. આપણે જોઈ શકીએ કે મનુષ્યનું એ અન્તિમ લક્ષ્ય એમણે પ્રાપ્ત કર્યું છે. From Poverty to Power એટલે "જીવમાંથી શિવ" એ એમનું સૌથી પ્રથમ પુસ્તક છે અને તાત્ત્વિક વિચારણામાં અતિશય કિમતી છે. તે પછીના બધાં પુસ્તકો એ જ ધોરણે મનુષ્યજીવનની પૂર્ણતાને અને તેની મીમાંસાને નિરૂપે છે. જીવનની પૂર્ણતા એ જ ઋષિ જેમ્સ એલનનો પયગામ છે.

જેમ્સ એલન એક લેખક છે: પણ લેખક એટલે શું?

લેખકોના બે પ્રકાર છે: એક અન્દર રહીને બોલનારનો અને બીજો બહારથી બોલનારનો: અન્દર રહીને બોલનાર જાતે પ્રવાસ કરે છે, અમૂલ્ય આત્મભોગો આપે છે અને સતત મહેનત પછી તેમને સત્ય મળેલું હોય છે. બહારથી

બોલનાર વસ્તુતાએ **સત્યથી** દૂર છતાં અનુમાન, કલ્પના અને ઇતિહાસની મદદથી કલાનાં અમુક સ્વરૂપો ઘડી કહાડે છે, તેમનાં ચિત્રો આલેખે છે અને બુદ્ધિથી બની શકતા તમામ કૌશલ્યથી તેને જગત્ સમક્ષ **સત્ય** તરીકે રુજૂ કરીને જગતને મુગ્ધ બનાવે છે. તેમાં મોહકતા અને જાદુગરના જેવું આકર્ષણબળ હોય છે; પણ જૂનાં જીવનમાં રહેનારને **નવો પયગામ** આપવાનું તથા જીવાત્માને **પરમાત્માનો** પરિચય કરાવવાનું જે પ્રેરિત અને સ્થાયી **અન્દરથી** બળ દરથી બોલ-નારમાં હોય છે તે તેમાં નથી હોતું.

બીજા પ્રકારનો લેખક સામાન્ય જગત્ ઉપર જાદુગરના જેવી મોહની ફેલાવે છે અને જગતને **પોતાના તરફ** ખેંચે છે પણ **અન્દરથી** બોલનાર તો જાદુગરથી વધારે છે — તે **પ્રજ્ઞાની** છે — **પ્રબુદ્ધ** છે અને જગતને **પોતાના તરફ નહીં**, પણ **પરમાત્મા** તરફ જ ખેંચે છે.

અને, નીતિનો ઉપદેશ બોલનારાઓ તથા આકર્ષક કવિતા લખનારા કવિઓ કરતાં તો પ્રજ્ઞાનીઓ – પ્રબુદ્ધો પ્રભુનો પરિચય વધારે પામેલા હોય છે. પ્લેટો જેવા સમર્થ તત્ત્વવેત્તાને આટલા માટે જ કવિઓની વિરુદ્ધ સખ્ત બોલવું પડે છે. કલા, અલબત્ત, એક ઉમદા ચીઝ છે, પરન્તુ પ્રેમ અને પ્રજ્ઞાનના અભેદી દેશમાં એની કિમ્મત વસ્તુતઃ જેટલી છે તેટલી જ ગણવામાં આવે છે.

ઋષિ જેમ્સ એલન લેખક છે પણ અન્દરથી બોલનાર લેખક છે, કલાના પ્રદેશ કરતાં કોઈ ઉચ્ચતર ભૂમિકા ઉપરથી – ખુદ અગમપુરીમાંથી – તે બોલે છે. એ જ ખરો લેખક છે – મહાત્મા છે.

From Passion to Peace – 'પશુમાંથી દેવ' શી રીતે થવાય, એ એમના આ પુસ્તકનો વિષય છે. હકીકત એ છે કે, માણસ જ્યાં સુધી પૂર્ણતાનો સાક્ષાત્કાર પામે નહીં ત્યાં

સુધી પશુત્વ અને દેવત્વ એવાં બે જુદાં જણાતાં તત્ત્વો એનામાં કામ કરતાં હોય છે. જેટલે અંશે કામનાઓ તેટલે અંશે 'પશુતા' અને જેટલે અંશે એ કામનાઓ ઉપર આત્મવિજય તેટલે અંશે 'દિવ્યતા'. Passion એટલે 'પશુતા' અને એ પશુતાના બળને શાન્તિના સાક્ષાત્કાર રૂપ યજ્ઞમાં હોમી દેવાથી મનુષ્ય નવૂં જીવન એટલે 'દેવત્વ' અનુભવે છે. યજ્ઞમાં 'પશુ' હોમવાના આર્યોના કર્મકાણ્ડના પ્રાચીન વિધિમાં પણ મૂળ તો આવો જ તાત્ત્વિક ધ્વનિ રહેલો છે. યજ્ઞનો અગ્નિ તે પ્રેમ અને પ્રજ્ઞાનનો આન્તરાગ્નિ અને એનાં પ્રજ્વલન્ત ઉષ્માજ્યોતિમાં હોમવાનાં 'પશુ' તે જીવતાં ચોપગાં પ્રાણીઓ નહીં, પણ પોતામાં રહેલી કામનાઓ રૂપી પ્રબળ 'પશુતા'. પશુતા એટલે જીવનૂં દેહાભિમાન અને મનુષ્યજીવનના બ્રહ્મયજ્ઞમાં એ હોમાય ત્યારે જ યજ્ઞની પૂર્ણાહુતિ થાય અને જીવનસિદ્ધિ અનુભવાય.

કામનાઓ તેના મૂળમાં તો પ્રેમની જ બહુ ઢંકાયલી અને અતિશય આછી ચેતનાઓ છે – અલબત્ત, મનુષ્યની અન્દરના સૂક્ષ્મ બાલકની એ જાણે પ્રાથમિક દશા છે, અને તેથી એની સ્થિતિ કંઈક માટીમાં રહેલા બીજના જેવી છે; પરન્તુ સુન્દર અને ફલપ્રદ વૃક્ષ બનવા માટે જેમ બીજને થોડો કાળ માટીમાં પણ રહેવૂં પડે છે, તેમ આધ્યાત્મિક વિકાસ અનુભવવા માટે જીવાત્માને માટીના સહવાસમાં એટલે કામનાઓ અને પ્રલોભનોની સ્થિતિમાં થોડો કાળ ગાળવો પડે છે. કુદરતનો આવો કાયદો છે અને જેમ તેના હરેક કાયદાનો હેતુ મનુષ્યના કલ્યાણનો જ છે, તેમ આ સ્થિતિ પણ આધ્યાત્મિક કલ્યાણને અર્થે જ છે.

અને, માટીમાં પડેલૂં બીજ કંઇ હમેશ માટે માટીમાં જ રહેવાનૂં નથી – રહેતૂં જ નથી; તેના પર વૃષ્ટિ થાય છે અને ક્રમે ક્રમે એ જ બીજ વિટપ અને વૃક્ષમાં બદલાય છે, તેને અનેક

ફૂલ અને બીજ થાય છે અને તેમાંથી પાછાં વૃક્ષો બને છે. આ જ પ્રમાણે જીવાત્મા પણ પોતાનો માર્ગ કામનાઓરૂપી પશુતાથી શુરૂ કરતો હોવા છતાં તે એમાં ને એમાં પડયો રહેતો નથી – પડયો રહે એવો એનો સ્વભાવ જ નથી કેમકે વસ્તુતાએ તો તે શુદ્ધ **પ્રેમનો બનેલો** છે, અને અન્તે **પ્રેમ, આનન્દ** અને **શાન્તિ** એ એનો કાયમનો **સ્વાનુભવ** – એનું કાયમનું વતન થનાર જ છે.

ખરૂં છે કે કામનાઓનો – પ્રલોભનોનો અનુભવ બહુ વિષમ હોય છે અને જ્યારે એ વિષમતાને જ સરળતા માની લેવામાં આવે છે ત્યારે તો જીવાત્માને બચવું બહુ મુશ્કેલ પડે છે. અજ્ઞાન અથવા પ્રમાદ અથવા વાસનાઓ અથવા માયા બીજી રીતે બોલીએ તો શયતાન જીવાત્માને જાણે માટીમાં જ રાખી મૂકવાને મથે છે, પણ જીવાત્મા જાતે માટીમાં પડયા રહેવાને નિર્માયલો

જ નથી – માટી એ એનું કાયમનું ઘર છે જ નહીં, અને તેથી આગ્રહી મુમુક્ષુએ કામનાઓથી કે પ્રલોભનોથી ભય પામવાને કશું કારણ નથી. જ્યારે યોગ્ય અધિકાર થાય છે ત્યારે પરમાત્મ-કૃપાની જ્ઞાનવૃષ્ટિ એના પર વર્ષતી એ અનુભવે છે અને માટીને ભેદીને કોઈ અવનવા હવા અજવાળાના આનન્દને એ ભોગવે છે. અજ્ઞાનને અજ્ઞાન તરીકે એ ઓળખવા લાગે છે અને એનો આધ્યાત્મિક વિકાસ થવા માંડે છે.

પરન્તુ, એટલેથી જ બસ નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા વર્ણોને જો જીવાત્માની આન્તર સ્થિતિ અને પ્રગતિ પરત્વે સમજીએ તો અજ્ઞાનને અજ્ઞાન તરીકે અને કામ-નાઓને કામનાઓ તરીકે ઓળખનારી જીવાત્માની સ્થિતિ શુદ્રત્વથી ઉચ્ચતર છે, પણ, ક્ષાત્રબળનો ખરો ઉપયોગ તો એને હજી હવે જ કરવાનો છે.

અજ્ઞાનને અજ્ઞાન તરીકે ઓળખવું એ તો માત્ર પ્રવાસનો જાણે પહેલો જ વિશ્રામ છે. એથી આગળનો વિકાસ અનુભવવાને તો પૂર્ણ પુરુષાર્થની જરૂર છે અને પોતે પોતાની જ સામે અડગ સત્યાગ્રહથી લડવું પડે છે. ભગવદ્‌ગીતામાં નિરૂપાયલું આ જ કુરુક્ષેત્રનું મહાન્ યુદ્ધ છે, અને જે જીવાત્મા અન્તરંગરૂપી કુરુક્ષેત્રના આ દેવાસુર-સંગ્રામમાં સતત વીરત્વથી ક્ષાત્ર બળને વાપરી જાણે છે, તે જ ખરો બ્રાહ્મણ – ખરો द्विज (એટલે નવા બ્રાહ્મી જીવનવાળો-Regenerated) થાય છે. એ જ દેવ થાય છે. એની 'પશુતા'નો દેવત્વમાં વિલય થાય છે અને દિવ્યતા વિના બીજી કોઈ વસ્તુનો એને કદાપિ અનુભવ થતો નથી. 'પશુમાંથી દેવ' થવાનો કે શુદ્રમાંથી બ્રાહ્મણ થવાનો આ સનાતન નિયમ છે અને જે કોઈ પરમ પ્રેમપૂર્વક પુરુષાર્થ કરે છે, તે પરમાત્મકૃપાથી જરૂર જ દેવ થાય છે.

ઋષિ જેમ્સ એલન એ દેવત્વના આત્મ-સાક્ષાત્કાર વડે એનો ક્રમ આપણને વિધિપૂર્વક બતાવે છે. અજ્ઞાન રોગની નિવૃત્તિ માટે આપણે એ વચનામૃતનું ઔષધ લઇએ, આવશ્યક પરહેજીઓ પાળીએ અને અસલની નીરોગી સ્થિતિ અનુભવીએ. ૐ ॥

પરમાત્માની જગત્ પ્રત્યે અતોનાત કૃપા છે કે આવી પ્રેરિત વિભૂતિઓ યોગ્ય સમયે પ્રકટે છે. આપણે એનો સાચા સ્નેહથી લાભ લઇએ એ જ કર્ત્તવ્ય છે. ૐ તત્સત્ ॥

પાલણપુર,
૨૨ : મે : ૧૯૧૬. } सागर.

ૐ ॥

# અનુક્રમ



૧

# કામવાસના



સાધુઓનો અને મહાત્માઓનો પન્થ; પ્રબુદ્ધ અને પવિત્ર આત્માઓનો માર્ગ; જે ઉચ્ચ માર્ગે ઉદ્ધારકો ચાલ્યા છે અને ભવિષ્યમાં ચાલશે તે માર્ગોનું કથન; એ આ પુસ્તકનો વિષય છે. ટૂંકામાં ગ્રન્થકાર જે વસ્તુને અહીં રજૂ કરે છે, તે આવું ઉચ્ચ અને વિશુદ્ધ વસ્તુ છે.

કામવૃત્તિ એ મનુષ્યજીવનની છેક નીચામાં નીચેની ભૂમિકા છે. એથી વધારે નીચે કોઇ ઉતરી શકતું નથી. મનુષ્યરૂપી જંતુઓ પોતાનાં શૈત્યથી ભરપૂર ખાબોચીઆંમાં અને ગૂઢ અંધકારમાં, એના અસૂર્ય પ્રદેશમાં આમ તેમ પેટ ઘસે છે. પાશવતા, ધિઃક્કાર, તૃષ્ણા, અહંકાર, મિથ્યાભિમાન, લોભ, વૈરભાવ, અદેખાઇ, દ્વેષ, પ્રતિક્રિયા, નિન્દા, બદગોઇ, અસત્ય ભાષણ, ચોરી, ઠગાઇ, વિશ્વાસઘાત, ઘાતકીપણું, સંશયવૃત્તિ, અને અસૂયા, આ સઘળાં કામવૃત્તિનાં બળ છે; આ અંધ અને અવિચારી વૃત્તિક્ષોભો છે, જે કામમયતાના નરકમાં વાસ કરી રહ્યાં છે અને માનવ મનનાં શુષ્ક ને વેરાન જંગલોમાં પરસ્પરનું ભક્ષણ કરતાં અને પરસ્પરથી ભક્ષાતાં ભટકયાં કરે છે.

ત્યાં પશ્ચાત્તાપ, અને દર્દનાં અંધારાં

સ્વરૂપો, તથા દિલગીરી અને આક્રંદનાં અવનત સ્વરૂપો પણ વાસ કરે છે.

પવિત્રતાની શાન્તિને નહીં પિછાનતાં, અને દૈવી પ્રકાશ, જે એમની ઉપર અને એમને માટે સતત પ્રકાશે છે તેને નહીં ઓળખતાં, અજ્ઞાન મનુષ્યો આ તિમિરમય દુનિયામાં જીવે છે, અને મરે છે; કારણ કે જ્યાં સુધી એ પ્રકાશ, અવગણના કરનારી આંખો – જે ઊંચું જોતી જ નથી, પરંતુ સદાયે માટી તરફ – માંસ તરફ જ વળેલી છે તેના ઉપર પડે છે ત્યાં સુધી નિરર્થક જ પ્રકાશે છે.

પણ, ડાહ્યા મનુષ્યો ઊંચે જુએ છે. આ દુનિયા કે જે ઇચ્છાઓથી ભરેલી છે તેનાથી તેઓ સંતોષ પામતા નથી અને તેથી તેઓ એમનાં પગલાંને શાન્તિના ઉન્નત

વિશ્વ તરફ વાળે છે; એ નવી દુનિયાનો પ્રકાશ અને એની કીર્તિ તેઓ, પહેલાં તો ઘણે જ દૂર, પણ જેમ જેમ તેઓ અદ્ધર ચડે છે, તેમ તેમ વધારે ને વધારે નજીક અને વધારે ને વધારે વૃદ્ધિ પામતા તેજથી ભરપૂર જુએ છે.

કામમયતાથી વધારે નીચી ભૂમિકા ઉપર કોઇ પણ પડી શકે નહીં, પરંતુ સૌ કોઇ ઊંચે ચડી શકે. જ્યાંથી વધારે અધોગતિ અસંભવિત છે, એવી અતિશય નીચી ભૂમિકામાંથી જેઓ સઘળા આગળ ધસે છે તેઓ ઊંચે ચડવા જ જોઇએ; અને એ ઉન્નતગામી માર્ગ સદાયે નજીક અને સહેલાઇથી ચડી શકાય તેવો છે. એ આત્મવિજયનો માર્ગ છે; અને જેણે પોતાની સ્વાર્થવૃત્તિને અટકાવવાનો આરંભ કર્યો છે, જેણે પોતાની

ઇચ્છાને કેળવવાનો અને પોતાના મનનાં અવ્યવસ્થિત તત્ત્વોને કબજામાં રાખવાનો અને એમના ઉપર સત્તા ભોગવવાનો આરંભ કર્યો છે, તેણે ક્યારનોયે એ માર્ગમાં પ્રવેશ કર્યો છે.

કામવાસના એ માનવજાતનો મુખ્ય શત્રુ, સુખનો વિનાશક, શાન્તિનો વિરોધી મહારિપુ છે. જે સર્વ વિરૂપ કરે છે અને ધ્વંસ કરે છે તે સર્વ એમાંથી જન્મે છે. એ વૃત્તિ દુઃખનું મૂળ કારણ છે, વિપત્તિની આવાહક છે. સ્વાર્થની સૂક્ષ્મ સૃષ્ટિ, અજ્ઞાનમાં – દૈવી નિયમના અજ્ઞાનમાં, દૈવી સત્‌ના અજ્ઞાનમાં, વિશુદ્ધ અને શાન્તિમય પન્થના અજ્ઞાનમાં, ઘર કરીને રહેલી છે. કામવૃત્તિ જાતે કાળી છે; અને જ્યાં આધ્યાત્મિક અંધકાર હોય છે ત્યાં જ એ ખીલે છે અને ફાલે છે. એ આધ્યાત્મિક પ્રકાશના પ્રદેશોમાં દાખલ થઇ

શકતી નથી. પ્રબુદ્ધ મગજમાં અજ્ઞાનનું તિમિર નાશ પામ્યું હોય છે; શુદ્ધ હૃદયમાં કામવૃત્તિને માટે અવકાશ જ હોતો નથી.

એનાં બધાં જ સ્વરૂપોમાં કામવૃત્તિ એ એક માનસિક તૃષ્ણા છે, તે જ્વર છે, અને મનુષ્યને રૈંસનારી અશાન્તિ છે. જેમ અગ્નિ ભવ્ય મકાનને ભસ્મીભૂત કરી નાંખે છે અને ન જોઇ શકાય એવા રાખના ઢગલામાં બદલી નાંખે છે, તેવી જ રીતે મનુષ્યો કામનાઓના ભડકાથી દગ્ધ થાય છે; તેઓનાં બધાં કૃત્યો પડી ભાગે છે અને વિનાશ પામે છે.

જો કોઇને શાન્તિ જોઇતી હોય તો એણે કામવૃત્તિમાંથી બહાર આવવું જોઇએ. ડાહ્યો માણસ પોતાની વૃત્તિઓને જીતે છે, મૂર્ખ માણસ એનાથી જીતાય છે. જ્ઞાનનો શોધક

મૂર્ખતાથી વિમુખ થઈને શરૂઆત કરે છે. **શાન્તિનો ચાહનાર** ત્યાં જતા માર્ગમાં પ્રવેશ કરે છે, અને દરેક પગલા સાથે તે પોતાની પાછળ વાસના અને નિરાશાની અંધારી ભૂમિને વધારે ને વધારે નીચે છોડતો જાય છે.

સ્વાર્થવૃત્તિની કાળાશને અને આપત્તિઓને સમજવામાં જ **જ્ઞાન** અને **શાન્તિ**નાં ઉદ્દયનો તરફનું પહેલું પગલું રહેલું છે; અને એ સમજાય છે કે એના ઉપર વિજય થાય છે એટલે એમાંથી બહાર અવાય છે.

સ્વાર્થવૃત્તિ યા તો કામવૃત્તિ તૃષ્ણા અને સહેલાઈથી ઝંખવી નાંખે એવી મનની અનિયન્ત્રિત સ્થિતિઓનાં જડ સ્વરૂપોમાં અસ્તિત્વ ધરાવે છે, એટલું જ નહીં, પણ જે દરેક ગુપ્ત વિચાર પોતાની જાતના હુંપદ

અને આપવડાઈ સાથે સૂક્ષ્મ રીતે જોડાયલો છે, તેને એ ઉઘાડો પાડે છે. અને જ્યારે બીજાઓની સ્વાર્થવૃત્તિ વિશે બોલવાનું, અને એ માટે એમને દોષપાત્ર ઠરાવીને એ વિશે વાતો કરવાનું ઉત્તેજે છે ત્યારે તો એ વૃત્તિ ઘણી જ ઠગારી અને પ્રપંચી હોય છે. જે માણસ બીજાઓની સ્વાર્થવૃત્તિ માટે લાંબું લાંબું બોલ્યાં કરે છે તે એવું બોલ્યાં કરવાથી પોતાની સ્વાર્થવૃત્તિને જીતી શકતો નથી. **બીજાઓને દુષિત ઠરાવવાથી નહીં, પણ આપણી જાતને પવિત્ર કરવાથી જ આપણે આપણી સ્વાર્થવૃત્તિથી મુક્ત થઈ શકીએ.** બીજાઓની સામે દુઃખદ આક્ષેપો મૂકવામાં કામવાસનામાંથી **શાન્તિના અનુભવનો માર્ગ** રહેલો નથી, પરંતુ **પોતાની જાતને જીતવામાં** રહેલો છે. બીજાઓની સ્વાર્થવૃત્તિને જીતવાના આપણા ઉત્કટ પ્રયત્નથી આપણે

વાસનાથી બંધાયલા જ રહીએ છીએ; ધૈર્યથી આપણી જાતને જીતવાથી જ આપણે મુક્તિ તરફ ગતિ કરીએ છીએ. જેણે પોતાની જાત ઉપર જીત મેળવી છે એ જ બીજાઓને જીતી શકે છે; અને કામનાથી નહીં, પણ પ્રેમથી જ તેમના ઉપર એ વિજય મેળવે છે.

મૂર્ખ માણસ બીજાઓના દોષ કહાડે છે અને પોતાનો બચાવ કરે છે; પણ જે ડાહ્યો થતો જાય છે તે બીજાઓનો બચાવ કરે છે અને **પોતાનો જ દોષ** કહાડે છે. કામવાસનામાંથી **શાન્તિના અનુભવનો માર્ગ** બહારની – લૌકિક દુનિયામાં રહેલો નથી; તે વિચારોના **આન્તર વિશ્વમાં** રહેલો છે. બીજાનાં કાર્યોની ગતિ બદલવામાં નહીં, પરંતુ **પોતાનાં કાર્યો સંપૂર્ણ બનાવવામાં** જ તેની સિદ્ધિ છે.

ઘણી વખત એવું બને છે કે કામનાવાળો માણુસ બીજાઓને ખરે રસ્તે દોરવાને બહુ જ આતુર હોય છે; પણ ડાહ્યો માણુસ પોતાની જાતને જ ખરે રસ્તે મૂકે છે. જો દુનિયાને સુધારવાને કોઈ આતુર હોય તો એણે પોતાની જાતને જ સુધારવાનો આરંભ કરવો જોઇએ.

આત્મસુધારણા માત્ર વિષયી તત્વોને દેશનિકાલ કરવાથી જ પૂરી થતી નથી, એ તો માર્ગની માત્ર શરૂઆત છે; જ્યારે દરેકે દરેક નકામો વિચાર અને સ્વાર્થી વલણ જીતાય છે ત્યારે જ પૂર્ણતાએ પહોંચાય છે. જ્યાં સુધી સંપૂર્ણ પવિત્રતા અને જ્ઞાન નથી હોતાં ત્યાં સુધી કાંઇક આત્મહાસત્વ અથવા મૂર્ખાઇ હોય છે, અને એને જીતવાનું બહુ જરૂરનું છે.

જીવનની ઇમારતના મૂળમાં કામની વાસના રહેલી છે, **શાન્તિ** એ એનો મુકૂટ અને શિખર છે. શરૂઆતમાં કાર્ય કરવા માટે કે કાર્યની સિદ્ધિ માટે કામવૃત્તિ સિવાય કોઈ શકિત કે પ્રાબલ્ય હોઈ શકતું નથી. કામવૃત્તિ એ **શકિતનું સ્વરૂપ** છે, પરંતુ તે એવી **શકિત** છે કે જે ઉંધે રસ્તે વળેલી છે, એટલે કે સુખને બદલે દુઃખ ઉત્પન્ન કરે એવી છે. જ્યારે મૂર્ખના હાથમાં એનાં બળો વિનાશનાં હથિયારો થઇ પડે છે, ત્યારે ડાહ્યાના હાથમાં તે રક્ષણનાં સાધનો થાય છે. જ્યારે એને નિયન્ત્રિત અને એકાગ્ર કરવામાં આવે છે ને સદુપયોગને માર્ગે દોરવામાં આવે છે ત્યારે તે **ક્રિયાત્મક શક્તિરૂપ** થાય છે. કામવૃત્તિ એ તીખી તલ્વાર છે, તે સ્વર્ગનો દરવાજો રોકીને ખડી છે. મૂર્ખને તે અટકાવે છે અને નષ્ટ કરે છે; ડાહ્યાને તે પ્રવેશ કરાવે છે અને રક્ષે છે.

પોતાના અજ્ઞાનની હદ જે મનુષ્ય જાણતો નથી તે મૂર્ખ છે; તે સ્વાર્થી વિચારોનો ગુલામ છે, અને કામનાજન્ય વિકારોને વશ છે.

જે મનુષ્ય પોતાના અજ્ઞાનને જાણે છે તે જ ડાહ્યો છે; તે સ્વાર્થી વિચારોનું પોકળપણું જાણે છે, અને કામનાજન્ય વિકારોને વશ નથી.

મૂર્ખ મનુષ્ય વધારે ને વધારે ઊંડા અજ્ઞાનમાં ઉતરે છે; ડાહ્યો મનુષ્ય ઉચ્ચ જ્ઞાન તરફ વધારે ને વધારે પ્રયાણ કરે છે.

મૂર્ખ ઈચ્છા કરે છે, દુઃખ ખમે છે ને મૃત્યુ પામે છે. સુજ્ઞ ઉચ્ચ સ્થિતિ માટે અભિલાષ કરે છે, આનંદ માણે છે ને જીવે છે.

આધ્યાત્મિક વીર પુરુષ મનને જ્ઞાનને માર્ગ દોરી, માનસિક દૃષ્ટિને ઊંચે લગાડીને ઉન્નતગામી માર્ગે જુએ છે અને શાન્તિના શિખરો ઉપર પોતાના ધ્યાનને સ્થિર કરે છે.

## ૨

# ઉચ્ચાભિલાષ



પોતાના અજ્ઞાનના સ્પષ્ટ દર્શન સાથે જ પ્રકાશ મેળવવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે ; અને આવી રીતે સાધુઓના આનંદ જેવો ઉચ્ચાભિલાષ હૃદયમાં જન્મે છે.

ઉચ્ચાભિલાષની પાંખો ઉપર માણસ પૃથ્વીમાંથી સ્વર્ગ તરફ, અજ્ઞાનમાંથી જ્ઞાન

તરફ, અન્ધારાના પ્રદેશમાંથી પ્રકાશના પ્રદેશ તરફ ઉડે છે. એ સિવાય માણસ જાણે એક પગ ઘસડતું, જડ જેવું, વિકારમય, અપ્રકાશિત અને અપ્રેરિત પ્રાણી જ રહે છે.

સ્વાર્થી ઉપભોગ, સ્વસત્તા, હલકાં સુખો અને મનોવિકારની તૃપ્તિઓ, એવી ઐહિક વસ્તુઓ માટેની ઉત્કંઠા કરતાં કેવળ જુદી એવી સ્વર્ગીય વસ્તુઓ જેવી કે પ્રામાણિકપણું, દયા, પવિત્રતા, અને પ્રેમ, એને માટેની તીવ્ર ઉત્કંઠા એનું નામ **ઉચ્ચાભિલાષ**.

જેમ પાંખો વિનાનું પક્ષી ઊંચે ઉડી શકતું નથી, તેમ ઉચ્ચાભિલાષ વિનાનો મનુષ્ય પોતાની આગળ પાછળની સ્થિતિઓથી ઊંચે ચડી શકતો નથી ને પોતાની નીચી વૃત્તિઓ ઉપર સત્તા ચલાવી શકતો નથી. તે વાસનાઓનો

ગુલામ હોય છે, બાહ્ય વસ્તુઓના તાબામાં જ રહે છે, અને બનાવોના બદલાતા પ્રવાહોથી આમ તેમ ઘસડાયાં કરે છે.

કારણકે, ઉચ્ચાભિલાષ થાય ત્યારે ક્ષુદ્ર સંપત્તિથી તે અસંતુષ્ટ રહે છે અને વધારે ઉન્નત દશા માટે દૃષ્ટિને લંબાવે છે. જડતાની ગાઢ નિદ્રામાંથી જાગ્રત થવાની અને વધારે ઉમદા પ્રાપ્તિઓનું અને વધારે પૂર્ણ જીવનનું ભાન થવાની આ સચોટ નિશાની છે.

ઉચ્ચાભિલાષથી સઘળી વસ્તુઓ સંભવિત બને છે; પ્રગતિનો માર્ગ ઉઘડે છે. કલ્પનામાં આવી શકે એવી પૂર્ણતાની ઊંચામાં ઊંચી સ્થિતિને પણ તે પોતાની નજીક લાવે છે અને એને સાચી ને સંભવિત બનાવે છે: કારણકે જે વિચારમાં આવી શકે તે પ્રાપ્ત પણ થઇ શકે.

ઉચ્ચાભિલાષ એ પ્રેરણાની સાથે જ જન્મતું દેવબાલક છે. તે આનંદના દરવાઝા ઉઘાડે છે. ઊંચે ઉડવાની સાથે જ આત્મા ગાવા લાગે છે. જેની ઉચ્ચાભિલાષાઓ પાછી હઠતી નથી, જેનો ઉત્સાહ નરમ પડતો નથી, તેના જ હાથમાં સંગીત, કવિતા, ભવિષ્યજ્ઞાન અને સઘળાં ઊંચાં ને પવિત્ર સાધનો છેવટે મૂકાય છે.

જ્યાં સુધી પાશવ સ્થિતિઓમાં મનુષ્યને રસ પડે છે ત્યાં સુધી એને ઉચ્ચાભિલાષ હોતો જ નથી, ત્યાં સુધી તે એવામાં જ સંતુષ્ટ રહે છે; પણ જ્યારે એ મધુરતા કડવાશમાં બદલાઇ જાય છે, ત્યારે જ તે શોકમય અવસ્થામાંથી ઉચ્ચતર વસ્તુઓનો વિચાર કરવા માંડે છે. જ્યારે પાર્થિવ વસ્તુઓમાં લાગતી મઝાઓ જતી જ રહે છે, ત્યારે જ તે સ્વર્ગીય આનંદ માટે ઉચ્ચાભિલાષ કરે છે. જ્યારે

અપવિત્રતાનો દુઃખરૂપે અનુભવ થાય છે, ત્યારે જ પવિત્રતા પ્રકટે છે. ખરેખર, ઉચ્ચાભિલાષ હુમા પક્ષીની માફક પશ્ચાત્તાપની જળી ગયેલી રાખમાંથી જાગે છે અને મનુષ્ય પોતાની બલવાન પાંખોવડે ઊંચામાં ઊંચા સ્વર્ગે પહોંચે છે.

ઉચ્ચાભિલાષી મનુષ્ય શાન્તિના માર્ગમાં પ્રવેશ કરીને જો અટકે નહીં કે પાછી પ્હાની કરે નહીં, તો બેશક તે લક્ષ્ય પ્રાપ્ત કરે છે. જો તેનું મન નિત્ય જાગતું હોય છે તો તે સ્વર્ગીય દર્શનની ઝાંખીથી સ્વર્ગીય સ્થિતિએ પહોંચે છે.

માનવી જેટલા પ્રમાણમાં ઉચ્ચાભિલાષ રાખે છે, તેટલા પ્રમાણમાં તે પ્રાપ્ત પણ કરે છે. અમુક સ્થિતિમાં હોવાની એની ઉચ્ચાભિલાષાઓ, એ અમુક સ્થિતિએ પહોંચવાની

શક્યતાઓનું માપકયન્ત્ર છે. મનને ચોંટાડવું એટલે પ્રાપ્તવ્યને આગળથી જોઇ લેવું. સઘળી હલકી વસ્તુઓને મનુષ્ય જેમ અનુભવથી જાણી શકે છે તેમ તે ઉચ્ચાભિલાષાઓને પણ અનુભવથી જાણી શકે છે. જેવી રીતે એ માનવી બન્યો છે, તેવી જ રીતે તે પણ **દેવ** પણ બની શકે છે. ઉચ્ચ અને દૈવી દિશાઓ પ્રતિ મનને વાળવું એ **એક જ કાર્ય કરવાનું છે અને તે સર્વોપરિ અગત્યનું છે.**

અપવિત્રતા જાતે એનો વિચાર કરનારના અપવિત્ર વિચારો સિવાય બીજું શું છે? અને, પવિત્રતા જાતે એનો વિચાર કરનારના પવિત્ર વિચારો વિના બીજું શું છે? માણસ બીજાને માટે વિચારવાની ક્રિયા કરતો નથી. દરેક માણસ પોતાને હાથે જ પવિત્ર અથવા અપવિત્ર થાય છે.

જો માણસ એમ ધારે કે હું બીજાઓને લીધે કે આસપાસની સ્થિતિઓ કે વંશપરમ્પરાને લીધે અપવિત્ર છું, તો તે પોતાની ભૂલો નાબૂદ કરવાની આશા જ રાખી શકે શી રીતે ? આવો વિચાર તો બધા પવિત્ર ઉચ્ચાભિલાષને દાબી દે છે અને કામવાસનાના પાશમાં એને બાંધી રાખે છે.

ભૂલો અને અપવિત્રતાઓ મૂળ પોતાની જ છે, પોતાથી જ જન્મ પામે છે અને પોતાથી જ પોષાય છે, અને પોતે જ એને માટે જવાબદાર છે, એવું જ્યારે માણસ પૂરેપૂરું જુએ છે ત્યારે એને નાબૂદ કરવાની ઉચ્ચાભિલાષા તેનામાં ઉત્પન્ન થાય છે, તેની પ્રાપ્તિનો માર્ગ એની આગળ ખુલ્લો થાય છે અને ક્યાંથી અને કેવી રીતે પોતે પ્રવાસ કરે છે તે એને સ્પષ્ટ થાય છે.

કામવશ મનુષ્ય પોતાની આગળ સીધો રસ્તો જોતો નથી, અને એની પાછળ સઘળું ધુમ્મસથી ભરેલું અને અંધકારમય હોય છે. તે ક્ષણિક સુખને ઝડપી લે છે અને વધારે સમજવાનો પ્રયત્ન જ કરતો નથી, અથવા તો જ્ઞાનનો વિચાર પણ કરતો નથી. તેનો માર્ગ ગુંચવાઇ ગયેલો, અને તોફાનો તથા આપત્તિઓથી ભરેલો હોય છે; અને આવું હૃદય શાન્તિથી બહુ દૂર હોય છે.

ઉચ્ચાભિલાષી મનુષ્ય પોતાની આગળ સ્વર્ગીય શિખરો સુધીનો માર્ગ જુએ છે અને પહેલાં અંધપણામાં ફાંફાં મારતો હતો તેવા આડાઅવળા કામવાસનાના રસ્તાઓ એની પાછળ રહે છે. સમજણ માટે યત્ન કરતો હોય અને જ્ઞાન ઉપર મન ચોંટાડેલું હોય, એવા મનુષ્યનો માર્ગ ચોખ્ખો હોય છે અને

એનું હૃદય અન્તિમ શાન્તિના સ્વાદની આગાહી ક્યારની પામે છે .

ન્હાની વસ્તુઓ જે જલદી નાશ પામે છે , અને જે સ્થાનમાં તેઓ હતી ત્યાંની કશી યાદગીરી પણ રાખી જતી નથી , એવી વસ્તુઓની પ્રાપ્તિ માટે મનુષ્યો પ્રબળ પ્રયત્ન કરે છે .

ઉચ્ચાભિલાષી મનુષ્યો મહાન્ વસ્તુઓ જે સદ્ગુણની , જ્ઞાનની અને ડહાપણની બનેલી છે ને જે કદાપિ નાશ પામતી નથી , પણ માનવજાતિના ઉદ્ધાર માટે પ્રેરણાની મૂર્તિઓ રૂપે ખડી રહે છે , તેને જ પ્રાપ્ત કરવા માટે તેટલા જ બળથી પ્રયત્ન કરે છે .

જેવી રીતે એક વેપારી સતત ખંતથી દુનિયાદારીના લાભો મેળવે છે તેવી જ રીતે એક

સાધુ ઉચ્ચાભિલાષથી અને સતત પ્રયત્નથી આધ્યાત્મિક વિજય મેળવે છે. પોતાની માનસિક શક્તિને અમુક દિશામાં વાળવાથી જ્યારે એક જણ વેપારી બને છે, ત્યારે બીજો સાધુ બને છે.

ઉચ્ચાભિલાષનો આનંદ જ્યારે મનને સ્પર્શ કરે છે ત્યારે તે એને એકદમ જ શુદ્ધ કરે છે, અને અપવિત્રતાઓનો કચરો ઉડી જવા માંડે છે. ખરે, જ્યારે ઉચ્ચાભિલાષ મનમાં વાસ કરે છે, ત્યારે કોઇ પણ જાતની, અપવિત્રતા એમાં પ્રવેશ કરી શકતી જ નથી; પણ ઉચ્ચાભિલાષનો પ્રયત્ન આરંભમાં તો મંદ અને અલ્પજીવી હોય છે. મન પોતાની હુમેશની ભ્રમણામાં પાછું પડે છે અને તેટલા માટે જ સતત યત્ન તાજો ને તાજો રહેવો જોઇએ.

પવિત્ર જીવનને ચાહનાર મનુષ્ય ઉચ્ચાભિલાષોની ઉત્તેજક પ્રભાથી પોતાના મનને હમેશાં જાગ્રત રાખે છે. તે વહેલો ઉઠે છે અને પ્રબળ વિચારોથી અને સખ્ત મહેનતથી પોતાના મનને મજબૂત બનાવે છે. તે જાણે છે કે મન એવા પ્રકારનું બનેલું છે કે એ એક ક્ષણુ પણુ ગતિશૂન્ય રહી શકતું નથી, અને જો ઊંચા વિચારોમાં અને પવિત્ર ઉચ્ચાભિલાષોમાં રોકાયલું રાખીને દોરવામાં નહીં આવે તો તે હલકા વિચારોથી અને નીચી ઇચ્છાઓથી આડે રસ્તે જશે અને એમનું ગુલામ થશે.

જેમ ઇચ્છાથી તેમ દરરોજની ટેવથી પણુ ઉચ્ચાભિલાષ પામી શકાય છે, તેને પોષી શકાય છે અને પ્રબળ બનાવી શકાય છે. તેનું સંશોધન કરીને દૈવી ફિરસ્તા તરીકે તેને મનમાં દાખલ કરી શકાય છે, અથવા તો

તેના તરફ બેદરકારી રાખીને એનો પ્રવેશ અટકાવી પણ શકાય છે. ખુલ્લી હવાને વધારે પસંદગી આપીને કોઇ શાન્ત સ્થળમાં દરરોજ થોડો કાળ જવું અને પવિત્ર આનંદનાં ઉછળતાં મોજાંમાં માનસિક શક્તિઓનું આવાહન કરવું, એ મહાન્ આધ્યાત્મિક વિજયો અને ઉજ્વલ ભવિષ્યો માટે મનને તૈયાર કરવા બરાબર છે; કારણકે આવો આનંદ એ જ્ઞાન માટેની તૈયારી અને શાન્તિ માટે આગાહીરૂપ છે. મન પવિત્ર વસ્તુઓનું ચિન્તન કરવા માંડે તે પહેલાં તેને એમની તરફ વાળવું જોઇએ; તેને અપવિત્ર વસ્તુઓથી પર ચડાવવું જોઇએ; અને ઉચ્ચાભિલાષના સાધન વડે એ સિદ્ધ થઇ શકે છે. એની મદદથી મન સ્વર્ગીય ભૂમિકા તરફ ત્વરિત અને નિશ્ચિત ગતિથી નિઃસંશય ઉડે છે અને દિવ્ય વસ્તુઓનો અનુભવ લેવા માંડે છે; તે જ્ઞાન

એકઠું કરવા માંડે છે અને પ્રતિદિન વધતા જતા જ્ઞાનના દિવ્ય પ્રકાશથી પોતાને દોરે છે.

ધાર્મિકપણા માટે ખરી તરસ; પવિત્ર-જીવન માટે ખરી ભૂખ; ઉચ્ચાભિલાષની દિવ્ય પાંખો વડે વિશુદ્ધ આનંદમાં ઊર્ધ્વગમન; આ જ જ્ઞાનનો સત્ય માર્ગ, શાન્તિનો સાચો પ્રયત્ન, ને દિવ્ય પન્થનો ખરેખરો આરંભ છે.

# ૩

# પ્રલોભન



ઉચ્ચાભિલાષ મનુષ્યને સ્વર્ગીય સ્થિતિમાં લઈ જઈ શકે છે, પરંતુ એ સ્થિતિમાં સ્થિર થવા માટે તો એણે પોતાની બધી મનોવૃત્તિઓને શિખવવું જોઈએ કે દૈવી સ્થિતિઓને સર્વતઃ અનુકૂળ થવાનું છે. પ્રલોભન આ લક્ષ્ય તરફ પ્રવૃત્ત કરે છે.

પ્રલોભન એ પવિત્રતામાંથી વાસના તરફ વિચારનો પ્રતિવેગ છે. તે ઉચ્ચાભિલાષમાંથી

ઇચ્છા તરફનું પ્રતિગમન છે. પવિત્ર જ્ઞાનના જળમાં અને શાન્તિના વિચારમાં ઇચ્છા તૃપ્તિ પામે એવા અમુક બિન્દુએ પહોંચાય નહીં, ત્યાં સુધી તે પ્રલોભન ઉચ્ચાભિલાષને ભયરૂપ છે. ઉચ્ચાભિલાષની આરંભની સ્થિતિઓમાં પ્રલોભન તીવ્રવેગી અને પ્રબળ હોય છે અને તેની શત્રુ તરીકે ગણના થાય છે; પરંતુ લુબ્ધ માણસ 'પોતે પોતાનો દુશ્મન છે' (**आत्मैव रिपुरात्मनः**) તે અર્થમાં જ તે શત્રુ છે. નિર્બળતા અને અપવિત્રતાને પ્રકાશમાં લાવનાર તરીકે અને આધ્યાત્મિક શિક્ષણમાં અગત્યનો ભાગ ભજવનાર તરીકે, તે મિત્ર છે. અસત્ ઉપર વિજય મેળવવાના અને સત્‌ને સમજવાના પ્રયત્નમાં એ ખરેખર મદદગાર છે. મનુષ્યમાં રહેલું અસત્ પૂરેપૂરૂં જીતી શકાય એટલા માટે ઉપરની સપાટી ઉપર તે ખુલ્લું થવું જોઇએ, અને હૃદયની

અંદર છુપેલું અસત્ પ્રલોભન દ્વારા જ પ્રકાશિત અને દૃશ્ય થાય છે.

પ્રલોભનના સ્પર્શથી જે વસ્તુ જાગી ઉઠે છે તે વસ્તુ અજીત ઇચ્છા છે, અને જ્યાં સુધી મનુષ્યે પોતાની જાતને વિષયયુક્ત લાગણીઓથી પર ઉન્નતિમાં મૂકી નથી, ત્યાં સુધી તેના ઉપર ફરી ફરીને તે હૂમલા કરશે અને એને હંફાવશે. પ્રલોભન અપવિત્રતાને જ સ્પર્શ કરે છે: જે પવિત્ર હોય તે પ્રલોભનને વશ થાય નહીં.

જ્યાં સુધી ઉચ્ચાભિલાષી મનુષ્યને દિવ્ય ચેતનના પ્રદેશનો સ્પર્શ થતો નથી, ત્યાં સુધી જ એના માર્ગમાં પ્રલોભનો આડે આવે છે. એ પ્રદેશની સીમાની પાર પ્રલોભન એની પાછળ જઈ શકતું નથી. જ્યારથી માણસ

ઉચ્ચાભિલાષ રાખવા માંડે છે ત્યારથી તે લુબ્ધ થવા માંડે છે. માણુસ પોતે પોતાને પૂરેપૂરી રીતે જોઇ શકે, તેટલા માટે તેના ઉચ્ચાભિલાષ તેનામાં ગુપ્ત રહીને સઘળા સત્ અને અસત્ સંસ્કારને જાગ્રત કરે છે, કારણુ કે જ્યાં સુધી માણુસ પોતે પોતાને પૂરેપૂરી રીતે જાણુી શકતો નથી ત્યાં સુધી તે પોતાને જીતી પણુ શકતો નથી. પશુવૃત્તિવાળા માણુસ માટે ભાગ્યે જ એવું કહી શકાય કે તે લુબ્ધ થયો છે; કારણુકે પ્રલોભનની ખુદ્દ હાજરી જ એવું બતાવે છે, કે વધારે પવિત્ર સ્થિતિ માટે પ્રયત્ન ચાલુ છે. પાશવૃત્તિ અને ઇન્દ્રિયજન્ય સુખોથી સંતોષ થવો, એ તો જે મનુષ્યમાં ઉચ્ચાભિલાષ જાગ્રત થયો નથી તેવાની સાધારણુ સ્થિતિ છે; ઇન્દ્રિયોના ભોગથી તે કાંઇ વધારે કે શુભતર ઇચ્છતો નથી અને તેટલા કાળને માટે તો તે એથી સંતુષ્ટ થાય છે. આવા

માણસને લુબ્ધ થઇને નીચે પડવાનું હોતું જ નથી; કેમકે હજુ સુધી તો એ બિલકુલ ઊંચે ચડેલો જ હોતો નથી.

ઉચ્ચાભિલાષનું અસ્તિત્વ એવું બતાવે છે કે માણસે વધારે નહીં તો ઓછામાં ઓછું એક પગલું પણ ઊંચે ભર્યું છે, અને એટલા માટે તે નીચે પડવાને પાત્ર છે; અને આ આકર્ષણ એ જ પ્રલોભન કહેવાય છે. પ્રલોભનનાં આકર્ષણો અપવિત્ર વિચારોમાં અને હૃદયની અધોગામી ઇચ્છાઓમાં રહે છે. જ્યારે હૃદય કોઇ પણ રીતે આસક્ત થતું નથી, ત્યારે પ્રલોભનો આકર્ષણ કરવામાં શક્તિહીન નીવડે છે. પ્રલોભનનું રક્ષણસ્થળ માનવીની **અંદર છે, બહાર નથી**; અને જ્યાંસુધી મનુષ્ય આ વાત સ્વાનુભવથી સમજતો નથી, ત્યાં સુધી પ્રલોભનોનો કાળ લંબાય છે. પ્રલોભન

સંપૂર્ણ રીતે બહારના વિષયોમાં રહે છે એવા ભ્રમાત્મક જ્ઞાનને લીધે જ્યાં સુધી માનવી એમનાથી દૂર ને દૂર ન્હાસ્યાં કરે છે, અને પોતાની અપવિત્ર કલ્પનાઓની સામે થઇને તેમને કહાડી નાંખતો નથી, ત્યાં સુધી એને ઘણા અને ભયંકર યત્નો કરવા પડે છે. જ્યારે માણુસ સ્પષ્ટ રીતે જુએ છે કે **અસત્ પોતામાં રહેલું છે, અને નહીં કે બહાર**, ત્યારે જ એની ઉન્નતિ ત્વરાથી થાય છે, એનાં પ્રલોભનો કમી થાય છે, અને સર્વ પ્રલોભનોની અન્તિમ જીત તેની આધ્યાત્મિક દૃષ્ટિમર્યાદામાં સારી રીતે આવે છે.

પ્રલોભન એ યાતના છે. તે કાયમની સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિ તરફનો માર્ગ છે. શાન્તિ એ જીવનની પૂર્ણતા અને પ્રફુલ્લતા છે, દુઃખ નહીં. પ્રલોભન તો નિર્બળતા અને

પરાજયનું સહચારી છે, અને માણસ તો બળ અને વિજય માટે નિર્માયલો છે. દુઃખની હાજરી હોવી એ ઊંચે જવાની અને વિજય મેળવવાની નિશાની છે. જે માણસ ખંતીલો અને સતત જાગતી અભિલાષાવાળો છે, તે પ્રલોભન અજીત હોવાના વિચારને કદાપિ આવવા દેતો નથી. **આત્મસ્વામી** થવાનો એણે નિશ્ચય કર્યો હોય છે. અસત્‌ની તાબેદારી એ પરાજયની જ કબૂલત છે. તે એવું બતાવે છે કે સ્વાર્થવૃત્તિ સામેનો વિગ્રહ છોડી દેવામાં આવ્યો છે, **સત્‌નો** અસ્વીકાર કરવામાં આવ્યો છે, અને અસત્‌ને જાણે સત્‌થી મ્હોટું ગણવામાં આવ્યું છે.

ઉત્સાહી માણસ જેમ ધંધામાં સંકટોથી હારી જતો નથી, પણ એમાં વિજય કેમ મેળવવો એનો અભ્યાસ કરે છે, તેમ સતત

ઉચ્ચાભિલાષવાળો માણસ પ્રલોભનને તાબે થતો નથી, પણ એના મનને મજબૂત કેમ કરવું એનું વારંવાર ચિન્તન કરે છે; કારણ કે પ્રલોભન એ બ્હીકણ માણસ જેવું છે, તે નિર્બળ ને અરક્ષિત સ્થાનોમાં જ જઈ શકે છે.

લુબ્ધ મનુષ્યે પ્રલોભનના સ્વભાવનો અને તેના અર્થનો મનનપૂર્વક અભ્યાસ કરવો જોઇએ, કારણકે જ્યાં સુધી પ્રલોભનનું જ્ઞાન થતું નથી, ત્યાં સુધી તેનો પરાજય પણ થઈ શકતો નથી. જેમ ડાહ્યો સેનાધિપતિ દુશ્મનના લશ્કર ઉપર હુમલો કરતા પહેલાં, દુશ્મનની યુક્તિઓ સમજી લે છે, તેમ જેને પ્રલોભનો ને વશ કરવાં છે, તેણે બરાબર સમજવું જોઇએ, કે પ્રલોભનો પોતાની અજ્ઞાન અને ભ્રમાત્મક સ્થિતિમાંથી કેવી રીતે ઉદ્‌ભવે છે; આન્તર અવલોકન તેમ જ વારંવારના

ચિન્તનથી એ અંધકારને વિખેરી નાંખીને સત્યથી ભ્રમનો નાશ કરવાનો એણે અભ્યાસ કરવો જોઇએ.

જેમ જેમ માણસની વાસનાઓ વધારે પ્રબળ, તેમ તેમ તેનાં પ્રલોભનો વધારે પશુતાથી ભરેલાં; સ્વાર્થવૃત્તિ જેમ જેમ વધારે ઊંડી, તેમ તેમ તેનાં પ્રલોભનો વધારે ગૂઢ; મિથ્યાભિમાન જેમ જેમ વધારે નિશ્ચિત, તેમ તેમ તેનાં પ્રલોભનો વધારે ખુશામતખોર અને વધારે મોહક.

માણસને સત્ય જાણવું હોય તો એણે પોતાના ખરા સ્વરૂપને જાણવું જોઇએ. જે પ્રકાશથી પોતાની ખામીઓ પ્રકટ થાય એ પ્રકાશથી પાછું હઠવું જોઇતું નથી; ઉલટું જે આત્મજ્ઞાન આત્મવિજયમાં સાહાય્યક છે

તેના મદદગાર તરીકે આવાં પ્રકાશનોને એણે સત્કારવાં જોઇએ .

પોતાની ભૂલો અને ખામીઓ બહાર દેખાવ દે અને જણાય , એ જે માણસ સહન કરી શકતો નથી , પરંતુ એથી ઉલટું જે એને સંતાડવાનો યત્ન કરે છે , તે સત્યના રાજમાર્ગ ઉપર ચાલવાને કેવળ નાલાયક છે . પ્રલોભનોની સામે થવાને અને એનો પરાજય કરવાને તે બરાબર રીતે સજ્જ જ થયેલો હોતો નથી . જે પોતાની અધોગામી પ્રકૃતિ સામે વીરત્વથી થઇ શકતો નથી , તે સંન્યાસનાં વિકટ શિખરો કદાપિ ચડી શકતો નથી .

લોભાવનાર અને લોભાનાર બન્ને પોતે જ છે, એવું લોભાનાર મનુષ્યે જાણવું જોઇએ ; એણે જાણવું જોઇએ કે સઘળા શત્રુઓ

પોતાની અંદર જ રહે છે; જે જે ખુશામતીઆઓ એને ફોસલાવે છે, જે જે મ્હેણાં એને આઘાત કરે છે, અને જે જે ઝાળો એને બાળે છે, તે તે બધું જ અજ્ઞાનના અને ભ્રમણાના જે આન્તર પ્રદેશમાં એણે વાસ કર્યો છે તેમાંથી જ ઉદ્ભવે છે: અને આ જાણ્યાથી એને ખાત્રીથી સમજાશે કે અસત્ ઉપર સંપૂર્ણ વિજય મેળવવો એ સંભવિત છે. જ્યારે તે ઘણો જ લોભાયો હોય, ત્યારે એ માટે એણે બહુ દિલગીર રહ્યાં કરવું જોઇતું નથી, પણ એણે એમ સમજીને ખુશ થવું જોઇએ કે એથી એની અન્દરના બળની કસોટી થાય છે અને એની નિર્બળતા બહાર આવે છે; કારણકે જે સાચી રીતે પોતાની નિર્બળતા જાણે છે અને નમ્રતાપૂર્વક એનો સ્વીકાર કરે છે, તે સામર્થ્ય મેળવવાનો યત્ન કરવામાં કદાપિ મંદ નહીં થાય.

પોતાની ખામીઓ અને પાપો માટે મૂર્ખ મનુષ્યો જ બીજાઓનો દોષ કહાડે છે; **સત્યના ચાહ**નારે તો માત્ર પોતાનો જ દોષ કહાડવો જોઇએ. પોતાના વર્તન માટે પોતાની જ પૂરેપૂરી જવાબદારી કબૂલવી જોઇએ, અને જ્યારે પોતાની અધોગતિ થાય, ત્યારે એણે એમ કહેવું ન જોઇએ કે અમુક વસ્તુ અથવા તો આ અને આવા સંજોગો અથવા તો અમુક માણસ દોષપાત્ર છે. કારણ કે જો બીજાઓ વધારેમાં વધારે કાંઇ કરી શકતા હોય તો તે એટલું જ કે તેઓ આપણી ભલાઈ કે બુરાઇ પ્રકટ થાય એવા સંજોગો ઉભા કરી આપે છે; તેઓ કાંઇ આપણને ભલા કે બુરા બનાવી શકતાં નથી.

પ્રલોભનો પ્રથમ તો બહુ બળવાન, દર્દ કરનારાં અસહ્ય અને હૂમલો કરવામાં ગૂઢ

ને દૃઢ હોય છે; પણ જો આસક્ત થયેલો માણુસ દૃઢ અને હિમ્મતવાન હોય છે અને કદાપિ પાછો હઠતો નથી તો તે તેના આધ્યાત્મિક વેરીને ધીમે ધીમે વશ કરે છે, અને સત્‌ની જ્ઞાનપ્રાપ્તિમાં છેવટે વિજય મેળવે છે.

મનુષ્યનામાં જે વિરોધી તત્ત્વ છે, તે તેનામાં રહેલી પાશવતા, સ્વાર્થવૃત્તિ અને અહંકારવૃત્તિનું બનેલું છે; અને જ્યારે તેમને દૂર કરવામાં આવે છે ત્યારે જ અસત્‌નો કેવળ અભાવ દેખાય છે અને સત્ તેના સર્વપ્રકાશક તેજમાં પ્રકટ થાય છે.

# ૪

# સ્થિત્યન્તર



કામવાસનાના નરક અને શાન્તિના સ્વર્ગની વચ્ચે આત્મશુદ્ધિ કરનારૂં સ્થિત્યન્તરનું એક સ્થાન છે. મૃત્યુ પછી વિશુદ્ધિ કરનારૂં એ કોઈ કાલ્પનિક સ્થાન નથી, પરંતુ મનુષ્યના હૃદયમાં રહેલું એ સાચું વિશુદ્ધિ કરનારૂં સ્થાન છે. એના ગુણભેદક અને પાવન કરનારા અગ્નિમાં ભ્રમાત્મક જ્ઞાનની હલકી ધાતુ ઓગળી જાય છે અને કેવળ વિશુદ્ધ સત્યનું સુવર્ણ જ બાકી રહે છે.

જ્યારે લોભી માણસ ગમગીની અને ગભરામણની પરાકાષ્ટાએ પહોંચે છે, ત્યારે મુક્તિ માટે ખંતથી યત્ન કરતાં તેને જડે છે કે સંપૂર્ણ રીતે મુક્ત થવાનું માત્ર **પોતાવડે** જ છે, અને બહારની પરિસ્થિતિઓ સાથે લડવા કરતાં એણે પોતાની અન્દરની સ્થિતિઓને જ બદલવાની છે. બહારની વસ્તુઓ સામેની લડાઇ શરૂઆતમાં જરૂરની છે. પ્રાથમિક કાર્ય તરીકે આ એક જ રસ્તો છે, કારણકે તે કાળે માનસિક કાર્યકારણનું પ્રબળ અજ્ઞાન હોય છે; પરંતુ પોતાની મેળે તે યુદ્ધ કદાપિ પણ મુક્તિ લાવી શકતું નથી. માનસિક પ્રલોભનના કાર્યકારણનું જ્ઞાન જ કાંઇ પરિણામ લાવે છે અને **પ્રલોભનના માનસિક કારણના જ્ઞાનથી જ વિચારનું સ્થિત્યન્તર થાય છે** અને વિચારની સ્થિતિ

બદલવાથી જ ભ્રમમૂલક બન્ધનમાંથી મુક્તિ જન્મે છે.

જેમ નિરાધાર બાલક માટે રોવું અને ખેલવું જરૂરનું છે, તેમ જ આધ્યાત્મિક ઉત્કર્ષ માટે શરૂઆતનો વિગ્રહ એ જરૂરની અવસ્થા છે; પરંતુ બાલ્યાવસ્થા પૂરી થયા પછી રુદન અને ક્રીડન જેમ જરૂરનાં નથી, તેમ જ્યારે માનસિક અવસ્થાભેદનું જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે પ્રલોભન સાથેનું તુમુલ યુદ્ધ અને તેનાં અધઃપતનો બંધ થાય છે.

ખરેખર, જે ડાહ્યો માણુસ પ્રલોભનોનાં મૂળ અને તેનાં કારણુના જ્ઞાનથી જાણીતો છે, તે બહારનાં આકર્ષણો સામે લડતો નથી, પરંતુ તે તો એમને માટેની સઘળી ઇચ્છાઓનો ત્યાગ કરે છે અને તેથી જ તે આકર્ષણો બળ

કરતાં અટકે છે અને પ્રલોભનોનું બળ એના મૂળમાંથી જ વિનાશ પામે છે. પણ અપવિત્ર ઇચ્છાઓનો આ ત્યાગ એ કાંઇ અન્તિમ માર્ગ નથી, તે નવીન જીવન અને અવસ્થાભેદની શક્તિનો પ્રારંભ છે, અને જો તેને ધીરજથી કામે લગાડવામાં આવે છે, તો તે મનુષ્યને આધ્યાત્મિક પ્રકાશનાં ખુલ્લાં – આવરણ વગરનાં શિખરો તરફ દોરી જાય છે.

આધ્યાત્મિક સ્થિત્યન્તર એ એવી સ્થિતિ છે કે મનુષ્યો અને વસ્તુઓ તરફની સાધારણ સ્વાર્થ સાધનારી મનોવૃત્તિ એનાથી સંપૂર્ણ રીતે બદલાઈ જાય છે: અને આ સ્થિતિ તદ્દન નવા અનુભવો કરાવે છે. એટલા માટે જ અમુક સુખ માટેની ઇચ્છા ત્યજવામાં આવે છે, મૂળમાંથી એને છેદવામાં આવે છે, અને આત્મચેતનામાં એને કશું પણ સ્થાન આપવામાં

આવતું નથી. પરંતુ જે માનસિક શક્તિ તે ઇચ્છાને પ્રકટ કરે છે તે નાશ પામતી નથી; જે શક્તિ વિચારના ઉચ્ચ પ્રદેશ તરફ ગમન કરે છે, તેના વધારે શુદ્ધ આકારમાં તે બદલાય છે. શક્તિસંરક્ષણનો ધર્મ જડપ્રદેશમાં તેમ જ મનના પ્રદેશમાં સરખી રીતે વ્યાપક છે, અને નીચેના પ્રદેશોમાં જે શક્તિને રોકી રાખવામાં આવે છે, તે **આ**ધ્યાત્મિક સ્ફુર્તિના ઉચ્ચ પ્રદેશોમાં સ્વતન્ત્ર થાય છે.

**સાધુઓનો પન્થ**, જે દિવ્ય જીવન તરફ જાય છે, તેના મધ્ય પ્રદેશમાં **સ્વાર્પણનો**–સ્થિત્યન્તરનો પ્રદેશ છે, તેને **સંન્યાસની ભૂમિકા** કહેવામાં આવે છે. અહીં જૂની કામનાઓ, જૂની ઇચ્છાઓ, જૂની મહત્વાકાંક્ષાઓ અને જૂના વિચારોને ફેંકી દેવામાં–ત્યજી દેવામાં આવે છે, પરંતુ તેઓ

કોઈ વધારે સુંદર, વધારે સ્થાયી, અને વધારે ચિરંજીવી ને સંતુષ્ટ કરનારા સ્વરૂપમાં ફરીથી દર્શન દે છે. જેમ ઘણા કાળનાં રક્ષેલાં અને વ્હાલાં થયેલાં રત્નોને ભીની આંખે ભઠ્ઠીમાં નાંખવામાં આવે છે, પણ એનાં નવીન અને વધારે સુંદર આભૂષણો તૈયાર થાય છે, તેમ આધ્યાત્મિક રસાયણ સમજનાર લાંબા કાળથી સેવેલા વિચારો અને ટેવોની સંગતિને છોડતાં પ્રથમ તો રુવે છે છતાં છેવટે એને ત્યજી દે છે અને થોડી મુદ્દતમાં તો એને આનન્દથી સ્પષ્ટ જણાય છે કે તેઓ નવીન અને વધારે સૂક્ષ્મ બળો તથા વધારે શુદ્ધ આનંદોના રૂપમાં એની પાસે પાછાં આવ્યાં છે – ને એ આધ્યાત્મિક આભૂષણો નવીન રીતે તપાયલાં, સુંદર અને પ્રકાશવન્ત થયેલાં છે.

## અસત્‌માંથી સત્ પ્રતિ મનનું સંક્રમણ

કરતાં ભ્રમ અને સત્ય વચ્ચેનો ભેદ તે વધારે ને વધારે સ્પષ્ટ જુએ છે : અને એવું થતાં, તે બહારની વસ્તુઓ અને બીજાનાં કાર્યો ને વર્તનોથી દોરાતાં અને પ્રેરાતાં અટકે છે; તે **સત્યના જ્ઞાનમાંથી** વર્તે છે. પ્રથમ તો, પોતાની ભૂલોનો સ્વીકાર કરતો, પછી શોધક બુદ્ધિથી અને દીન હ્રુદયથી તેમની સામે બાથ ભીડતો, તે તેમને વશ કરે છે, જીતે છે અને **જીવનની નવી સ્થિતિ**માં બદલી નાંખે છે.

આ સ્થિત્યન્તરની શરૂઆતની સ્થિતિ દુઃખકર પણ ટૂંકી હોય છે, કારણકે દુઃખ તરત જ પવિત્ર **આધ્યાત્મિક આનંદ**માં બદલાઈ જાય છે, અને દુઃખની મુદ્દતનું માપ જે બુદ્ધિ ને શક્તિ તેની ગતિને અનુસરે છે તે ઉપરથી થાય છે.

જ્યારે મનુષ્ય એમ ધારે છે કે પોતાના દુઃખનું કારણ બીજાઓની વર્તણુકને લીધે છે, ત્યારે તે એથી આગળ વધી શકતો નથી, પરંતુ જ્યારે **દુઃખના કારણને તે પોતામાં જ જુએ છે, ત્યારે જ તે એથી પર આનંદ અનુભવે છે.**

પોતા પ્રતિ બીજાઓનાં વર્તન ખરાબ છે એમ ધારીને, અપ્રકાશિત મનુષ્ય પોતાની જાતને ક્લેશવાળી, ઘાયલ અને પતિત થવા દે છે; પણ ખરું તો, **પોતામાં જ રહેલી એવી અનિષ્ટ વૃત્તિનું એ કારણ છે.** ખરેખર, જેવાં કૃત્યોને બીજાઓમાં એ ખરાબ ગણે છે, તેવાં જ પોતાનાં કૃત્યોને ખરાં ધારીને, એ તેમને બદલામાં આપે છે. ગાળ ને બદલે ગાળ, ધિક્કારને બદલે ધિક્કાર, ક્રોધને બદલે ક્રોધ આપવામાં આવે છે. તે અસત્નો

આઘાતપ્રત્યાઘાત છે ; સ્વાર્થની સામે સ્વાર્થની એ ઝપાઝપી છે. ખરે, મનુષ્યની એ કેવળ સ્વ–ભાવનાઓ અથવા સ્વાર્થી તત્ત્વો જ બીજાના અસત્‌થી જાગ્રત થાય છે ; સત્ય વા દિવ્ય ગુણોના સાન્નિધ્યમાં અસત્ જઈ શકતું નથી, તો એ સત્ય વા દૈવી ગુણોને સતાવે કે ઉથલાવી પાડે એ તો એથી યે વધારે અસંભવિત છે.

આ સ્વસ્નેહનું સત્યમાં પરિવર્તન થવું, વા એનો પૂર્ણ પ્રતિવેગ થવો, એમાં જ જીવનનું **સ્થિત્યન્તર** છે. બીજાઓમાં રહેલા અસત્‌માં પોતાને હેરાન કરવાની અને હંફાવવાની શક્તિ છે, એવા ભ્રમાત્મક જ્ઞાનને પ્રબુદ્ધ માણસે ત્યજી દીધેલું હોય છે, અને એવા ગંભીર જ્ઞાનનું ગ્રહણ કરેલું હોય છે, કે માત્ર પોતાના અસત્‌થી જ પોતે પતિત થાય છે.

પોતાનાં પાપો અને દુઃખો માટે બીજાને
દોષ કહાડવાનું તે એટલા માટે બંધ કરે
અને પોતાના હૃદયનું શુદ્ધીકરણ કરવામ
પોતે કામે લાગી જાય છે. માનસિક વૃ
આ બદલાયલી સ્થિતિમાં તે નીચ સ
બળોને ઉચ્ચ નૈતિક તત્ત્વોમાં બદલી
છે. ભ્રમની હલકી ધાતુને તે **સ્વાર્પ**
**અગ્નિ**માં નાંખે છે અને **સત્યનું કુન્દન** ο
આવે છે.

જ્યારે બહારની વસ્તુઓ એના
હૂમલો કરે છે, ત્યારે આવો માણસ દૃઢ
અડગ રહે છે. કામવાસનાના વિકારો
પોતાની જાતને એક ગણતાં તે બંધ પ
હોય છે અને **સત્**યની સાથે પોતાને
ગણતો હોય છે. અસત્‌ને એણે ત્યજી
હોય છે, અને **સત્**માં એણે પ્રપાત ક

હોય છે. અવિદ્યા અને વિદ્યાનું એને જ્ઞાન થાય છે. અવિદ્યાને એણે ત્યજી દીધેલી હોય છે અને સત્યની સાથે પૂરેપૂરી એકતામાં તે પોતે ભળેલો હોય છે. અસત્‌ના બદલામાં તે સત્‌ આપે છે. બહારનું અસત્‌ જેમ તેના ઉપર વધારે ને વધારે હૂમલાઓ કરે છે તેમ આન્તરમાંથી સત્‌ને પ્રકટ કરવાનો પ્રસંગ એને વધારે ને વધારે મળતો જાય છે. જ્ઞાની ને મૂર્ખ વચ્ચે જે કંઈ ભેદ છે તે આ છે કે – મૂર્ખ કામવૃત્તિનો બદલો કામવૃત્તિથી આપે છે, ધિક્કારનો બદલો ધિક્કારથી આપે છે, ને અસત્‌નો બદલો અસત્‌થી આપે છે; પણ જ્ઞાની કામવૃત્તિનો બદલો શાન્તિથી, ધિક્કારનો બદલો પ્રેમથી અને અસત્‌નો બદલો સત્‌થી આપે છે.

પોતાના અશુદ્ધ સ્વભાવના કામગરા હથિયાર વડે જ મનુષ્યો પોતાના ઉપર દુઃખો લાવે છે; જેટલા પ્રમાણમાં તેઓનાં હૃદયોને તેઓ શુદ્ધ કરે છે, તેટલા પ્રમાણમાં જ તેઓ **શાન્તિ** તરફ ઊંચે ચડે છે. કામનાઓની પાછળ મનુષ્યો માનસિક બળને ગુમાવે છે. જ્યારે એ વાસનાને સાચી દિશામાં વાળવામાં આવે છે, ત્યારે તે ઊંચામાં ઊંચા **પ્રજ્ઞાન** સમીપ લઈ જવાને દરેક રીતે યોગ્ય થાય છે. જ્યારે પાણીને વરાળરૂપે બદલવામાં આવે છે ત્યારે તે નવીન, વધારે અક્ષય્ય અને વધારે વ્યાપક શક્તિરૂપ બને છે. એવી જ રીતે જ્યારે વાસનાને બુદ્ધિ અને **નીતિ**ની શક્તિમાં બદલી નાંખવામાં આવે છે, ત્યારે એ જ વૃત્તિ **નવીન જીવન**રૂપ બને છે, એ જ ઉચ્ચ અને **અક્ષય્ય ફલ** આપનારી સિદ્ધિ માટે **નવીન શક્તિ**રૂપ બને છે.

ત્રસરેણુકની માફક શક્તિઓને વિરુદ્ધ દિશામાં જનારા બે છેડાઓ અથવા બે ચાલક ગતિઓ છે; અને જ્યાં સત્‌નો વિરોધી છેડો હોય છે, ત્યાં સત્‌નો સંરક્ષક છેડો પણ હોય છે. જ્યાં અજ્ઞાન છે, ત્યાં જ્ઞાન સંભવિત છે; જ્યાં કામવૃત્તિ ઘણા પ્રમાણમાં હોય છે, ત્યાં શાન્તિ ડોકીઉં કરી રહી હોય છે; જ્યાં વધારે દુઃખ હોય છે ત્યાં શાન્તિ સમીપ હોય છે. આનંદની ગેરહાજરી એટલે જ ગમગીની; વિશુદ્ધિનું વિરોધી તત્ત્વ એ જ પાપ; સત્‌નો અસ્વીકાર એટલે જ અસત્; અને જ્યાં વિરોધી તત્ત્વ હોય છે ત્યાં વિરોધી કરાયલી બાજુ પણ હોય છે. સત્‌ના પોતાના અસ્વીકારમાં જ વિરોધી અસત્ તેની હાજરીની સાબીતી આપે છે. આટલા માટે, સત્‌ની વિરોધી દિશામાંથી સત્‌ની સંરક્ષક દિશા તરફ

વાળવું જરૂરનું છે; અપવિત્ર ઇચ્છાઓમાંથી પવિત્ર અભિલાષો પ્રતિ હૃદયને ફેરવવાનું છે; કામવાસનાનાં બળોમાંથી નૈતિક બળમાં સ્થિત્યન્તર કરવાનું છે.

જ્ઞાની પોતાના વિચારોને પવિત્ર બનાવે છે; તેઓ દુષ્ટ કૃત્યોમાંથી પાછી ન્હાની કરે છે અને શુભ કૃત્યો તરફ વળે છે; ભ્રમને પોતાની પાછળ મૂકે છે અને સત્યની સમીપ જાય છે. આવી રીતે પાપનાં આકર્ષણબળોથી પર, પ્રલોભનની જાળમાંથી મુક્ત, ગમગીનીની અંધારી દુનિયાથી તે આઘે – ઊંચે ચડે છે અને દિવ્ય ચેતનામાં, બ્રાહ્મી દશામાં તે પ્રવેશ કરે છે.

## ૫

# બ્રાહ્મી સ્થિતિ



મનુષ્ય જ્યારે પ્રલોભનોની અંધારી સ્થિતિમાંથી સ્થિત્યન્તરના વધારે પ્રકાશિત પ્રદેશમાં જાય છે, ત્યારે તે **સાધુ પુરુષ** બનેલો હોય છે; એટલે કે તે એવો માણસ બનેલો હોય છે, કે જે **આત્મ** વિશુદ્ધિની જરૂર સમજે છે – **આત્મવિશુદ્ધિના** માર્ગનું એને જ્ઞાન થયેલું હોય છે અને એણે એ માર્ગમાં પ્રવેશ કરીને પોતાની પૂર્ણતા માટે

ઉદ્યોગ કરવાનું શરૂ કરેલું હોય છે; પરંતુ સ્થિત્યન્તરના માર્ગમાં એક એવો સમય આવે છે, કે જ્યારે અસત્‌ના લયથી અને સત્‌ના સંચારથી મગજમાં કોઈ નવું જ દર્શન, નવી જ ચેતના અને નવો જ મનુષ્ય ખીલી નીકળે છે; અને જ્યારે આવી સ્થિતિ પ્રાપ્ત થાય છે, ત્યારે તે સાધુ પુરુષ મહાત્મા થયેલો હોય છે; તે માનવ જીવનમાંથી દિવ્ય જીવનમાં આવેલો હોય છે; તેનો બ્રહ્મજન્મ થયેલો હોય છે (તે ખરો 'દ્વિજ' થયેલો હોય છે); એવી સ્થિતિમાં તે પોતાને માટે અનુભવોની નવી પ્રદક્ષિણા શરૂ કરે છે ને નવી શક્તિ કામે લગાડે છે; તેની આધ્યાત્મિક દૃષ્ટિ સમક્ષ એક નવી જ દુનિયા ખુલ્લી થાય છે: આ સ્થિતિ પરાની પારની છે. આને હું બ્રાહ્મી સ્થિતિનું જીવન કહું છું.

હવે જ્યારે પાપનું મુદ્દલ ભાન જ હોતું નથી, જ્યારે ફિકરચિન્તા તથા સંશયો, ગમગીની અને શોકનો અન્ત આવેલો હોય છે, જ્યારે પાશવતા, વૈરભાવ, ક્રોધ અને દ્વેષ વિચારોમાં બિલકુલ રહેતાં નથી, જ્યારે પોતાની હાલત માટે બીજાઓ તરફ મન ઉપર ઠપકાની આછી છાયા પણ રહેતી નથી અને જ્યારે સઘળી સ્થિતિ કાર્યકારણનું જ પરિણામ છે એમ જાણવાથી સરળ દેખાય છે ને તેથી કોઇ પણ જાતનું પરિણામ મનને દુઃખી કરી શકતું નથી, ત્યારે **બ્રાહ્મી સ્થિતિની** પ્રાપ્તિ થયેલી હોય છે; ત્યારે જ સંકુચિત મનુષ્યનું વ્યક્તિત્વ (પોતાપણું) ખરી પડેલું હોય છે અને **દિવ્ય જીવનનો સાક્ષાત્કાર** થયેલો હોય છે; હવે જ અસત્‌ની પેલી પાર તેણે ઓળંગેલી હોય છે ને **સત્** એ જ તેનું સર્વસ્વ થયેલું હોય છે.

**દૈવી ચેતના** એ મનુષ્યની જડતા નથી ; એ તો **ચેતનાનું નવું સ્વરૂપ** છે. જડતામાંથી તે જાગે છે, છતાં તેનું એ અનુસંધાન નથી. જેમ એક અખંડિત પુષ્પ બીજમાંથી જન્મે અને વૃદ્ધિ પામે તેમ પાપ અને શોકની અધમ ઝિન્દગીમાંથી જન્મ લઈને દુઃખમય મુસાફરી કર્યા પછી તે જીવનને ઊંચે ચડાવે છે અને એમાં એનો કશો સંબન્ધ નથી.

જેમ કામવાસના એ સ્થૂળ – ઇન્દ્રિયજન્ય જીવનની ચાવી છે, તેમ ગાંભીર્ય એ **બ્રાહ્મી જીવન**ની ચાવી છે. એ **નવા** જીવનમાં આગળ ચડતાં, મનુષ્ય ભેદ અને પશુતાથી પર ગયેલો હોય છે. જ્યારે **પરમ તત્ત્વ**ને સ્વાનુભવથી જાણવામાં આવે છે એટલે કે અભિપ્રાય અથવા વિચારરૂપે નહીં, પરંતુ **પોતાના સાચા અનુભવ**

તરીકે તેને પિછાનવામાં આવે છે, ત્યારે શાન્તિનું દર્શન થાય છે અને સર્વ દ્વંદ્વો વચ્ચે શાન્તિ ને આનંદ સ્થિતિ કરે છે. પરાગતિ પામેલું જીવન કામવાસનાથી નહીં, પણ સિદ્ધાન્તોથી શાસિત હોય છે. તે ચંચળ ઇન્દ્રિયજન્ય વૃત્તિક્ષોભો ઉપર રચાયલું હોતું નથી, પણ અચળ નિયમો ઉપર રચાયલું હોય છે. એના શુદ્ધ વાતાવરણમાં સર્વ વસ્તુઓની નિયમિત રચના પ્રકાશમાં આવે છે, જેથી શોક, ચિન્તા યા ગમગીની માટે ત્યાં અવકાશ જ હોતો નથી. જ્યારે મનુષ્યો પોતાપણામાંથી ઉપજેલી કામવૃત્તિઓમાં નિમગ્ન હોય છે, ત્યારે તેઓ ચિન્તાઓથી પોતાની મેળે ભારે મરે છે અને ઘણી બાબતો માટે દુઃખી થાય છે; સૌથી વિશેષ તો તેઓ પોતાનાં ક્ષુદ્ર, ભારરૂપ, વ્યક્તિવિષયક દુઃખોથી ભરેલી જાત માટે ક્લેશ કરે છે અને ચંચળ

સુખોને માટે, તેના રક્ષણ ને સંરક્ષણ માટે, અને એની કાયમની સહીસલામતી ને સતતતા માટે આતુર બને છે. જે જીવન જ્ઞાન અને સત્‌થી ભરેલું હોય છે, તેમાં આ બધાંનું સ્વરૂપ ઉન્નત થયલું હોય છે. પહેલાં જે વ્યક્તિગત સ્વાર્થો હતા, તેમની જગા હવે વિશ્વગામી કાર્યોએ લીધો હોય છે; અને સર્વ ચિન્તાઓ, વિઘ્નો, અને આતુરતાઓ જે સુખ અને વ્યક્તિવિષયક ભાવિની સાથે સંબદ્ધ હોય છે, તે દર્દીનાં દર્દમય સ્વપ્નોની માફક વિખેરાઇ જાય છે.

કામવાસના એ અંધતા અને અજ્ઞાન છે; તે કેવળ પોતાના સંતોષને જુએ છે ને ઓળખે છે. પોતાપણું જાતે એવું છે કે જે કશો નિયમ સ્વીકારતું નથી; પ્રાપ્ત કરવું ને ભોગવવું એ જ તેનો ઉદ્દેશ હોય છે. ઘણી સૂક્ષ્મ અને વ્યર્થ

ઇન્દ્રિયજન્ય તૃષ્ણાથી માંડીને, વ્યક્તિવિષયક સ્વર્ગપ્રાપ્તિ કે અમરતાની ઇચ્છા સુધીનો બદલાતો ક્રમ, એ બધું ચડતા ક્રમનું, પણ પ્રાપ્તવ્ય ઇચ્છાઓમાં જ આવે છે અને તે અહંકારનું જ સ્વરૂપ છે; વધારે સૂક્ષ્મ અને પ્રપંચી સ્વરૂપમાં બહાર આવતી તે જૂની ઇન્દ્રિયજન્ય તૃષ્ણા જ છે; રખેને આનંદ હમેશને માટે ખોવાઈ જાય એવા જ એની સાથે વળગેલા ભયથી તે કોઈ વ્યક્તિવિષયક આનંદ માટેની આતુરતા છે.

**બ્રાહ્મી સ્થિતિ**માં ઇચ્છા અને ભયનો અન્ત આવે છે. લાભ માટેની તૃષ્ણા અને નુકસાન માટેની ધાસ્તી જેવી બાબતો મુદ્દલ છતમાં જ હોતી નથી; કારણકે જ્યાં વિશ્વવ્યાપી વ્યવસ્થા જોવાય છે, ત્યાં વિશ્વવ્યાપી **સત્** જોવાય છે; અને મૂળ **આનન્દ** હોવો એ **સત**નું

જ્યાં હમેશનું લક્ષણ જ છે ત્યાં ઇચ્છા માટે શું બાકી રહે છે ? – કે બ્હીવા જેવું શું રહે છે!

જેણે પોતાની બધી જ પ્રકૃતિને સત્યનિષ્ઠાની સાથે સહચારી અને અભેદી બનાવી છે, જેણે પોતાના વિચારોને પવિત્ર કર્યા છે ને પોતાન કર્મોને નિર્દોષ બનાવ્યાં છે, તેણે જ મુક્તદશા પ્રાપ્ત કરેલી હોય છે; તેણે જ અંધકાર અને નશ્વરતાને ઓળંગ્યાં હોય છે, અને તે જ પ્રકાશના અને અમરતાના પ્રદેશમાં ગયેલે હોય છે. કારણકે બ્રાહ્મી સ્થિતિ એ પ્રથમ તો નીતિનો ઊંચો ક્રમ છે, પછી દૃષ્ટિનું ન સ્વરૂપ છે, અને અંતે બ્રહ્માંડના કાર્યકારણની નીતિનું આધ્યાત્મિક જ્ઞાન છે: અને નવ આત્મચેતના તથા દૈવી જીવન, આ નીતિ આ દર્શન અને આ જ્ઞાનનાં જ બનેલાં છે

જે પોતાપણાના સ્વાર્થી રાજ્યથી પર અને પાર છે, તે જ **બ્રાહ્મી દશાનો મનુષ્ય** છે; એણે અસત્‌ને ઓળંગ્યું છે અને એ **સત્‌ના જ્ઞાનને આચરણમાં** અનુસરીને જીવે છે. અંધ થયેલી આંખોથી દુનિયા ઉપર લાંબો વખત જોયા પછી, જેને ફરીથી **નવી** દૃષ્ટિ મળી છે અને જે બધી વસ્તુઓને તેમના **ખરા સ્વરૂપમાં** જુએ છે, તેના જેવો તું છે.

અસત્ એક અનુભવ છે, અને એ શક્તિ નથી. જો તે સ્વતન્ત્ર શક્તિ હોત તો વિશ્વમાં કોઇ પણ એને જીતી શકત નહીં; જો કે એક શક્તિ તરીકે એ **સત્ય નથી** છતાં તે એક **સાચી સ્થિતિ** છે, એક અનુભવ છે; કારણકે સઘળા અનુભવો **સત્યના** સ્વભાવવાળા હોય છે. તે અજ્ઞાનની, અવિકાસની સ્થિતિ છે અને તેથી તું **જ્ઞાનના**

પ્રકાશ આગળ અદૃશ્ય થાય છે ; જેમ બાળકની બુદ્ધિનું અજ્ઞાન વૃદ્ધિ પામતા શિક્ષણ આગળ ધીરે ધીરે અદૃશ્ય થઇ જાય છે, અથવા તો જેમ ઉડતા પ્રકાશ આગળ અંધકાર ઓગળી જાય છે, તેમ ખરૂં જ્ઞાન થતાં જ અજ્ઞાન ઓગળી જાય છે.

આધ્યાત્મિક ચેતનાના પ્રદેશમાં સત્‌ના નવા અનુભવો દાખલ થઇને એનું સ્વામિત્વ ગ્રહણ કરે છે કે તરત જ અસત્‌ના દુઃખદ અનુભવો જતા રહે છે. સત્‌ના એ નવા અનુભવો કેવા હોય છે ? તેઓ પ્રમાણમાં ઘણા અને સુન્દર હોય છે – જેવા કે, પાપમાંથી મોક્ષનું આહ્લાદક જ્ઞાન; પશ્ચાત્તાપની ગેરહાજરી; લોભવૃત્તિનાં સઘળાં દર્દોથી છૂટકારો; જે સ્થિતિઓ અને સંજોગો અગાઉ ઊંડું દુઃખ કરતાં તેમાં બેહદ

આનંદ; બીજાઓનાં કામોથી દુઃખી ન થવામાં વપરાતી સહનશીલતા; ચારિત્ર્યમાં ઘણી ધીરજ અને મીઠાશ; સઘળી અવસ્થાઓમાં મનનું ગંભીરપણું; શંકામાંથી, ધાસ્તીમાંથી અને ચિન્તામાંથી મુક્તિ; જેઓ શત્રુઓ અથવા તો હરીફો થવામાં પોતાની જાતની યોગ્યતા જુએ છે તેઓના તરફ દયા, પોતે તે પ્રમાણે વર્તવાની શક્તિથી યુક્ત છે એવા ધિક્કાર, દ્વેષ અને વૈરભાવમાંથી મુક્તિ; શાપોના બદલામાં આશીર્વાદો આપવાની અને અસત્‌ને બદલે સત્‌ કરવાની દૈવી શક્તિ; મૂળ સત્‌ તત્ત્વના દર્શનની સાથે મનુષ્યહૃદયનું ઊંડું જ્ઞાન; જે પરમ તત્ત્વ માનવજાતના ઉદ્ધાર માટે સ્થિતિ કરી રહ્યું છે, તેની દૂરગામી દૃષ્ટિથી યુક્ત એવી, પ્રાણીઓની માનસિક પ્રગતિ અને પ્રકૃતિના કાર્યકારણધર્મમાં આન્તર દૃષ્ટિ; અને બધાથી વિશેષ, અસત્‌ની ક્ષણિકતા અને

અશક્તિથી અને **સત્**ના નિત્ય સામ્રાજ્ય અને શક્તિથી હર્ષમય આનંદ; આ બધું, અને જે કાંઈ શાન્ત, બલવાન, વિશાલ જીવનને તેઓ અનુલક્ષે છે અને ધારણ કરે છે તે **બ્રાહ્મી** સ્થિતિ **પ્રાપ્ત** કરનારના કીમતી અનુભવો છે: આ સાથે નવીન અને વિવિધ સાધનો, વિશાળ શક્તિઓ, ત્વરિત બળો અને વિસ્તૃત સંપ્રાપ્તિઓ જે **નવી** આત્મચેતનામાંથી ઉદ્ભવ પામે છે, તે તો વધારામાં.

**બ્રાહ્મી** સ્થિતિ એટલે બ્રાહ્મી ગુણો. **અસત્** અને **સત્** સાથે રહી શકતાં નથી, એટલા માટે **સત્**નો સત્કાર થાય અને એનું જ્ઞાન થાય તે અગાઉ **અસત્**નો ત્યાગ અને વિસ્મૃતિ થવાની જરૂર છે; અને જ્યારે **સત્**ને આચારમાં મૂકવામાં આવે છે ને તે સંપૂર્ણ રીતે સમજાય છે ત્યારે સઘળાં દુઃખોનો અન્ત આવે છે, કારણકે

અસત્‌નો અનુભવ થતાં તેની સાથે જે કાંઈ દર્દ અને શોકવાળું હોય છે તે સત્‌ના અનુભવકાળે તેવી રીતે સાથે રહી શકતું નથી. સારા માણસને ગમે તે થાય છતાં તેને તે ભ્રમણા કે દિલગીરી કરી શકતાં નથી, કારણકે તે એનાં કાર્યકારણને જાણે છે; સત્ પોતામાં જે સિદ્ધ કરવાને નિર્માયલું છે તેને તે જાણે છે, અને તેથી તેનું મન સુખી અને ગંભીર રહે છે. સારા માણસનું શરીર બંધાય, છતાં તેનું મન તો સ્વતન્ત્ર જ છે; તે ઘવાય કે દુઃખમાં હોય, છતાં **આનન્દ** અને **શાન્તિ** એના હૃદયમાં વાસ કરે છે.

એક ગુરુને ત્યાં એક શિષ્ય હતો; તે ચાલાક અને ઉત્સાહી હતો. કેટલાંક વર્ષો સુધી સતત વિદ્યાભ્યાસ કર્યા પછી, એક પ્રસંગે શિષ્યે ગુરુને એક પ્રશ્ન પૂછ્યો. ગુરુજી

એનો ઉત્તર આપી શક્યા નહીં. કેટલાક દિવસો સુધી ઊંડું ચિન્તન કર્યા પછી ગુરુએ શિષ્યને કહ્યું કે "ત્હેં જે પ્રશ્ન પૂછ્યો છે તેનો ઉત્તર હું તો આપી શકું એમ નથી; તારે કાંઇ ખુલાસો કરવાનો છે?" તે ઉપરથી શિષ્યે એના પૂછેલા પ્રશ્નનો ખુલાસો કર્યો; ગુરુએ તેને કહ્યું, "જેનો ઉત્તર આપવા હું અસમર્થ છું તેનો ઉત્તર ત્હેં આપ્યો છે. હવે પછી ન તો હું કે બીજું કોઇ તને ભણાવી શકશે, કારણકે હવે તો ખચિત જ સત્ય પોતે ત્હને ભણાવે છે. પ્રૌઢ ગરૂડની પેઠે તું એટલે ઊંચે ઊડ્યો છે કે જ્યાં કોઈ માણુસ જઇ શકે નહીં. તારૂં કામ હવે બીજાઓને શિખવવાનું છે. તું હવે શિષ્ય નથી; તું ગુરુ થયો છે."

જ્યારે દૈવી રીતે પ્રબુદ્ધ થયેલો માણુસ પાછલી અવસ્થાના જીવનને જુએ છે, ત્યારે

તેને દેખાય છે કે જીવનનાં સઘળાં દુઃખો તેને શિક્ષણ આપનાર અને ઊંચે દોરનાર શિક્ષકો હતા અને જેટલા પ્રમાણમાં તેમને સમજવામાં તેણે ઊંડો પ્રપાત કરેલો અને એથી પર એણે પોતાની જાતને ઊંચે ચડાવેલી તેટલા પ્રમાણમાં તેઓ તેનાથી દૂર ન્હાસી ગયેલાં. તેઓનો પયગામ પૂરો થયા પછી સમરાંગણના વિજય પામેલા વીર સેનાપતિની માફક તેઓ તેને છોડી જતાં રહ્યાં હતાં; કારણકે નીચે રહેલાં ઉંચાંને શિખવી શકતાં નથી; અજ્ઞાન જ્ઞાનને શિખવી શકતું નથી; અસત્ સત્‌ને અજવાળી શકતું નથી; તેમજ શિષ્ય ગુરુને બોધ આપી શકતો નથી; ઉત્ક્રમિત વસ્તુ ઉત્ક્રમણ કરનારને પહોંચી શકતી નથી.

અસત્ માત્ર પોતાના પ્રદેશમાં જ શિખવી શકે છે કે જ્યાં તેને ગુરુ ગણવામાં આવે

છે; સત્‌ના પ્રદેશમાં એને સ્થાન નથી, તેમ સત્તા પણ નથી.

સત્યના રાજમાર્ગ ઉપર ચાલનાર બલવાન પ્રવાસી **અસત્‌ની તાબેદારી કરતો નથી.** તે તો માત્ર સત્‌ની જ આજ્ઞા અનુસરે છે. જેઓ અસત્‌ને વશ છે અને "પાપ જીતી શકાય એવું નથી – અસત્‌ને નિભાવી લેવું જોઇએ" એવું બોલે છે, તેઓ એવું કબૂલે છે કે અસત્ તેમનો સ્વામી છે; અને તે સ્વામી તેમને શિક્ષણ આપે એવો નહીં, પણ અંધ કરે ને જુલમ ગુઝારે એવો છે. **જે સત્‌ને ચાહનાર છે તે અસત્ ઉપર ભાવ સુદ્ધાં રાખી શકે નહીં, એક ક્ષણભર પણ તે એની શ્રેષ્ઠતા સ્વીકારે જ નહીં.** તે પ્રકાશને ચાહે છે, અજ્ઞાનના અંધકારને નહીં. જ્યારે માણસ સત્યને ગુરુ તરીકે સ્થાપે છે, ત્યારે

તે ભ્રમને વિસારે છે, અને તે ભ્રમને ઉલ્લંઘીને પેલી પાર જાય છે, એટલે તે પોતાના ગુરુ સમાન શ્રેષ્ઠ થાય છે અને આખરે એક ગુરુ પેઠે પોતાનાં કૃત્યોથી બોધ આપતો અને સત્યને પોતાના જીવનમાં પ્રતિબિમ્બિત કરતો તે સત્યમાં ભળી જાય છે.

**બ્રાહ્મી દશા** તે પ્રકૃતિની વિરુદ્ધની સ્થિતિ નથી. તે ઉન્નતિના નિયમિત માર્ગને અધીન છે; અને જો કે અદ્યપિ ત્યાં સુધી કોઇ થોડા જ પહોંચ્યા હશે, છતાં કાળે કરીને સૌ કોઈ તેમાં આવશે: અને જે કોઇ તેમાં દૃઢ થયો છે તે જરાયે પાપ કરતો નથી, દિલગીર થતો નથી, અને જરાયે વિહ્વલ થતો નથી. એના વિચારો શુભ છે, એનાં કૃત્યો શુભ છે, અને એના માર્ગની શાન્ત ગતિ પણ શુભ છે. એણે પોતે પોતાને પૂરેપૂરો

જીત્યો છે, ને સત્યને પોતાનું કર્યું છે; એણે અસત્ ઉપર સત્તા મેળવી છે ને સત્નો સાક્ષાત્કાર કરેલો છે. હવે પછી મનુષ્યો કે ગ્રન્થો એને કંઇ શિખવી શકતાં નથી કારણ કે, **પરમ સત્ય - સત્યનો આત્મા તેને શિખવે છે.**

૬

# મુક્તદશા



જયારે દૈવી સત્ આચારમાં મૂકાય છે, ત્યારે જીવન **શાન્તિ**રૂપ બને છે. **શાન્તિ** એ સારા માણસની હમેશની સ્થિતિ છે; અને બહારના હૂમલાઓ, વિઘ્નો, અને જુલમો જે બીજાઓને દુઃખો કરે છે, તે તેનું સુખ વધારવામાં જ સાહાય્યક થાય છે; કારણકે એનામાં તે **પ્રભુ**ના ઝરાનું ઊંડું સ્થાપન કરે છે, કે જેથી તે ઘણા પ્રમાણમાં ઉભરાય.

બ્રાહ્મી ગુણ હોવો, એટલે બ્રાહ્મી સુખ હોવું. મુક્તદશાની શાન્તિનું જે દર્શન જિસસ કરાવે છે, તે દર્શન જેનામાં મુક્તદશાના ગુણો છે, તેને જ થાય છે. જેમને મુક્તદશા પ્રાપ્ત થયેલી છે તેઓ દયાલુ છે, હૃદયમાં પવિત્ર છે અને શાન્તિદાતા છે. દૈવી ગુણો કેવળ સુખ કરે છે—સુખ તરફ દોરી જાય છે, એટલું જ નહીં, પણ એ પોતે જ સુખરૂપ છે. બ્રાહ્મી ગુણવાળા મનુષ્ય માટે દુઃખી થવું એ કેવળ અસંભવિત છે. અસત્‌ના કારણની શોધ સ્વાર્પણમય ગુણોમાં નહીં, પણ સ્વાત્માને ચાહતાં તત્ત્વોમાં થવી જોઇએ. કોઇ માણસ સારા ગુણોવાળો હોય, છતાં તે દુઃખી હોય એવું પણ બને, પરન્તુ એનામાં જો દૈવી ગુણો હોય તો એવું બને નહીં. માનવ સદ્‌ગુણ પોતાપણાના ભાવથી મિશ્ર થયેલો છે અને તેટલા જ માટે શોક પણ તેમાં ભળેલો

હોય છે, પણ દૈવી ગુણમાંથી પોતાપણાની ભાવનાનો દરેક ડાઘ ધોવાઇ ગયેલો હોય છે અને તેની સાથે દુઃખની નિશાની પણ જતી જ રહેલી હોય છે. દાખલા તરીકે એક સરખામણી બસ થશે: હૂમલો કરવામાં અને આત્મરક્ષણ કરવામાં કોઈ માણસમાં સિંહ જેટલું બળ હોય, પરંતુ આવું બળ માત્ર એક માનવ સદ્‌ગુણ જ છે અને તેથી તે માણસ પરમ સુખી થઇ શકે નહીં. પણ જેનામાં એવું વીરત્વ હોય કે એ વીરત્વને લીધે ચડાઇ અને રક્ષણ બન્નેને તે ઓળંગી જાય અને હૂમલો કરતી વેળાએ નમ્ર, ગંભીર અને સ્નેહાળ બને: આવો માણસ પહેલા માણસ કરતાં વધારે સુખી થાય છે. વિશેષમાં, તેનો વધારે વીરતા ભરેલો સદ્‌ગુણ તેના વિરોધીના ભયાનક અને દુઃખી અસત્‌નો પરાજય કરે છે, અને તેથી તે વધારે સુખી થાય છે.

માનવ સદ્‌ગુણની પ્રાપ્તિ એ સત્ય તરફનું શ્રેષ્ઠ પગથીઉં છે; પરંતુ દૈવી માર્ગ તો એથી ઊંચે જાય છે: **સત્ય એથી ઊંચે ને પર છે.**

પોતાને માટે સ્વર્ગ મેળવવાને કે પોતે અમર થવાને માટે કોઇનું કલ્યાણ કરવું એ માનવ સદ્‌ગુણ છે, પણ તે પોતાપણાની ભાવનાથી અમિશ્રિત નથી, અને શોકથી મુક્ત નથી. **બ્રાહ્મી** ગુણોમાં સર્વ **સત્**થી ભરેલું છે અને **સત્** એ સર્વસ્વ છે. **માનવ સદ્‌ગુણો અપૂર્ણ છે**; તે અધોગામી અને અહંકારી તત્ત્વોથી મિશ્રિત છે અને તેથી **એ તત્ત્વોની પેલી પાર દૃઢતાથી જવું જોઇએ.** દૈવી સદ્‌ગુણો અમિશ્રિત અને વિશુદ્ધ છે; તે પૂર્ણ-પોતામાં જ પોતે પરિપૂર્ણ છે.

અને, સર્વ સુખો જે **બ્રાહ્મી** ગુણોના

બનેલા છે તે ગુણો કયા? તે ગુણો આવા છે:–

**નિષ્પક્ષપાતપણું**: માનવ હૃદયનું અને માનવ કૃત્યોનું દર્શન એવી ઊંડી દૃષ્ટિથી કરવું, કે જેથી કોઇ માણસનો કે કોઇ બાજુનો પક્ષ કરવો એ અસંભવિત થાય, અને એટલા માટે સંપૂર્ણ રીતે ન્યાયી બનવાની પાત્રતા આવે.

**નિ:સીમ દયા**: દુશ્મનો હોય કે મિત્રો હોય, પણ બધાં માણસો અને પ્રાણીઓ તરફ બેહદ દયા.

**સંપૂર્ણ ધૈર્ય**: હરકોઇ સ્થિતિમાં, સર્વ કાળે અને કટાકટીના – કસોટીના પ્રસંગોમાં સંપૂર્ણ ધીરજ.

**અત્યન્ત નમ્રતા**: સ્વાર્થવૃત્તિનો સર્વથા

જ ત્યાગ; જાણે કે **બીજાનાં કામો પોતાનાં** જ છે એવી રીતે એમનાં કૃત્યોની તુલના.

**નિષ્કલંક પવિત્રતા** : મનની અને કૃત્યની નિષ્કલંક પવિત્રતા. સઘળા અસત્ વિચારો અને અપવિત્ર કલ્પનાઓમાંથી મુક્તિ.

**અખંડિત સમતા** : મનની અખંડ સમતા: બહારના કલેશોમાં, યા તો ઘણા પ્રકારનાં દ્વંદ્વોની વિષમતાથી ઘેરાયલા છતાં મનની સતત સમતા. (**समत्वं योग उच्यते**.)

**સ્થાયી સદ્‌ભાવ** : હૃદયનો સ્થાયી સદ્‌ભાવ: અસત્ પ્રત્યે તિરસ્કાર; અસત્‌ના બદલામાં **સત્**.

**અનુકમ્પા** : સર્વ પ્રાણીઓ અને મનુષ્યોની દુઃખી સ્થિતિઓ તરફ ઊંડી દયા.

નિર્બળ અને નિરાધાર ઉપર છત્રછાયા; અને દયાવૃત્તિને લીધે પોતાના દુશ્મનોનું પણ નુકસાન કે અપમાનમાંથી રક્ષણ કરવું.

**ઉભરાઈ જતો પ્રેમ**: સર્વ ચેતન વસ્તુઓ તરફ ઉભરાઇ જતો પ્રેમ; સુખી થયેલા ને પૂર્ણતા પામેલા સાથે આહ્લાદક વૃત્તિ, તથા શોક કરનાર અને પરાજીત થયેલા સાથે સમાન લાગણી.

**પૂર્ણ શાન્તિ**: સર્વ વસ્તુઓ પ્રત્યે પૂર્ણ શાન્તિ; આખા વિશ્વ સાથે શાન્તિમય જીવન. વિશ્વના દૈવી નિયમની સાથે ગંભીર સમરૂપતા. જે ગુણ અને અવગુણ બન્નેની પર (નિઃસ્રૈગુણ્ય) છે, અને જે દૈવી સત્ય તરફ ગતિ કરે છે તે આવા હોય છે: જ્યારે તેઓ દૈવી સત્ પ્રતિ અભિમુખ થાય છે,

ત્યારે સદ્‌ગુણુથી જે કાંઇ સમજાય છે તે બધાનો પોતામાં સમાવેશ કરે છે. પ્રાપ્તિ માટે અસંખ્ય યત્નો કરવાનું તે ફળ છે; જે વિજયી નીવડયો છે તેની તે કીર્તિવન્ત બખ્શિસો છે; જેણે પોતે પોતાને જીત્યો છે, તેવાના મસ્તક ઉપર મૂકવા તૈયાર કરેલા રત્ન જડિત મુકૂટનો તેમાં સમાવેશ થાય છે. સાધુ પુરુષનું મન આ દૈવી ગુણોથી અલંકૃત થયેલું હોય છે. પાપ અને શોકમાંથી, નુકસાન અને દર્દમાંથી, ક્લેશ અને આપત્તિમાંથી તેઓ અનેક રીતે એની રક્ષા કરે છે. તેમનું મન કોઈ **અવનવા સુખમાં**, **અવનવા આનન્દમાં** અને **અવનવી પવિત્ર શાન્તિમાં સ્થિર** રહે છે; એ સ્થિતિ ગંભીર અને ઉચ્ચ **છે**; વિકારોની ચંચળતાની પેલી પારની છે અને જે **પોતાની જાતનાં** જ **સુખો ખોળે છે તેનાથી એ ન સમજાય એવી છે.**

એવા **મહાત્માએ** કામવાસના ઉપર વિજય મેળવેલો હોય છે, અને તે **અનન્ત શાન્તિ** પામેલા હોય છે. મહાસાગરનાં ઉછળતાં મોજાં જેમ કોઈ પર્વતની તળેટીમાં ઉછાળા મારવા છતાં તેને કશું કરી શકતાં નથી, તેમ એવા **મહાત્માનું** મન સદ્વૃત્તિનાં ઊંચાં શિખરો ચડી ચૂકેલું હોવાથી, જીવનના કિનારા આગળ હરદમ ઘુમ્યા કરતાં કામનાઓનાં તોફાનો તેને કશું કરી શકતાં નથી. તેમનાથી **તે અવિચળ જ રહે છે.**

# ૭

# શાન્તિ



કામવાસના છે, ત્યાં શાન્તિ નથી; જ્યાં શાન્તિ છે, ત્યાં કામવાસના નથી. આ જાણવું એટલે પૂર્ણ કાર્યોની દૈવી ભાષામાં કક્કો ભણવો; કારણકે કામવૃત્તિ અને શાન્તિ સાથે સાથે રહી શકતાં નથી, એ જાણવું તે કનિષ્ઠનો ત્યાગ કરવાની અને ઉત્કૃષ્ટને ભેટવાની તૈયારી કર્યા બરાબર છે.

મનુષ્યો શાન્તિ માટે પ્રાર્થના કરે છે,

છતાં કામનાઓને વળગી રહે છે; તેઓ ક્લેશને પોષે છે, છતાં પણ સ્વર્ગનાં સુખ માટે પ્રાર્થના કરે છે: આવું કરવું એ અજ્ઞાન છે – અત્યન્ત **આધ્યાત્મિક** અજ્ઞાન છે; **દૈવી** વસ્તુઓના મૂલાક્ષરમાં પહેલો જ અક્ષર ન જાણવા બરાબર છે.

દ્વેષ અને પ્રેમ, ક્લેશ અને **શાન્તિ**, એક જ હૃદયમાં સાથે રહી શકે નહીં.* જ્યાં એકને આદરણીય અતિથિ તરીકે સત્કારવામાં આવે છે, ત્યાં બીજાને અસત્કાર કરવા યોગ્ય અતિથિ પેઠે હાંકી કહાડવામાં આવે છે. જે કોઇ બીજાને ધિક્કારે છે, તેને બીજાઓ ધિક્કારશે; જે કોઇ પોતાના બન્ધુજનની સામે થાય છે, તેની સામે તે બન્ધુજન થશે.

---

* જહાં રામ તહાં કામ નહીં, કામ તહાં નહીં રામ;
તુલસી દોનોં ક્યોં રહે, રવિરજની એક ઠામ?

મનુષ્યોને માંહોમાંહે વિખૂટાં પડેલાં જોઇને તેને અચંબો કે શોક થવો જોઇતો નથી. તેથી તો ઉલટું તે ક્લેશને વધારે છે. શાન્તિનું ખરૂં સ્વરૂપ તેણે સમજવું જોઇએ.

જે બીજાને જીતે છે તે બહાદુર છે, **પરંતુ જે પોતાની જાતને જીતે છે તે તો સર્વોપરિ છે.** જે બીજા ઉપર વિજય મેળવે છે તે હારી જાય છે, પરંતુ જે પોતાની જાત ઉપર વિજય મેળવે છે તે કદાપિ બીજાથી જીતાતો નથી.

**આત્મવિજય** દ્વારા **પૂર્ણ શાન્તિ** પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી માણુસ બહારની વસ્તુઓ માટેના તમોગુણી વિગ્રહોથી છૂટા થવાની અને પોતાની અન્દરની અસત્ વસ્તુઓની સામે ઉમદા યુદ્ધ કરવાની અતિશય અગત્ય

જોતો નથી, ત્યાં સુધી તે **સાચી શાન્તિને** સમજી શકતો નથી, તેમ જ તેની નજીક પણ જઇ શકતો નથી. દુનિયાનો દુશ્મન પોતાની અંદર છે, અને બહાર નથી; અને પોતાના અનિયન્ત્રિત વિચારો જ ગભરાટ અને ક્લેશનું કારણ છે; અને પોતાની વશ નહીં કરેલી ઇચ્છાઓ જ દુનિયાની **શાન્તિનો** અને પોતાની **શાન્તિનો** નાશ કરે છે. જેણે આ વાત સ્વાનુભવથી જોઇ છે તે **સાધુઓને** પન્થે ક્યારનોય ઉભો છે.

માણસે જો પાશવ વૃત્તિને અને ક્રોધને, દ્વેષ અને અહંકારને, સ્વાર્થ અને તૃષ્ણાને વશ કર્યા છે તો એણે આખી દુનિયાને જીતી છે; એણે **શાન્તિના** શત્રુઓનો નાશ કર્યો છે, અને **શાન્તિ** એની સાથે જ રહે છે.

શાન્તિ લડતી નથી ; તે પક્ષપાતી નથી ; એનો અવાજ ખોખરો નથી. શાન્તિનો વિજય એટલે અપ્રતિહાર્ય મૌન.

શરીર બળથી જે હારી જાય છે, તે કાંઇ આત્મામાં હારી જતો નથી ; અગાઉ કરતાં તે કદાચ વધારે મોટો શત્રુ થયો હશે ; પરંતુ શાન્તિનો આત્મા જેને હરાવે છે તે હૃદયમાંથી બદલાય છે. જે દુશ્મન હતો તે મિત્ર થયો છે. સ્થૂળ બળ અને કલેશ તો કામવૃત્તિ અને ભય હોય ત્યાં જ ફાવે છે, પરંતુ પ્રેમ અને શાન્તિ હૃદયનો સ્પર્શ કરે છે અને તેને સંસ્કારી બનાવે છે.

શુદ્ધાત્માઓના અને પ્રાજ્ઞ પુરુષોના હૃદયમાં શાન્તિ હોય છે ; અને તે શાન્તિ તેમનાં

કાર્યોમાં પણ દર્શન દે છે; તેમના જીવનમાં તેઓ તેને કામે લગાડે છે. કલેશ કરતાં તે વધારે શક્તિમાન છે; જ્યાં સ્થૂળ બળ નિષ્ફળ નીવડે છે ત્યાં તે વિજય પામે છે. તેની પાંખો સાધુ પુરુષોની ઢાલ બને છે. તેના રક્ષણમાં નિરાધારને કષ્ટ પડતું નથી. સ્વાર્થી ઝઘડાઓના તાપમાંથી તે ખરેખર આરામ આપે છે. હારેલાઓને માટે તે વિશ્રામસ્થાન છે; ખોવાયલાઓને માટે તે એક તંબુ છે, અને શુદ્ધાત્માઓને માટે તે એક દેવળ છે.

જ્યારે **શાન્તિ** માટે મથન કરવામાં આવે છે, **શાન્તિનો** સ્વીકાર કરવામાં આવે છે અને **શાન્તિ** અનુભવવામાં આવે છે, ત્યારે પાપ ને પશ્ચાત્તાપ, આશા ને નિરાશા, ઇચ્છા ને શોક – મનનો આ બધો ખળભળાટ ને રૈંસાતુસી – જે અંધકારની કાળી ભૂમિને તાબે છે ને

જ્યાંથી તેઓ બહાર જઈ શકતાં નથી, ત્યાં જ તેમનો ત્યાગ થાય છે. જ્યાં આ કાળાં ભૂતો ચાલે છે તેનાથી દૂર, **હેવી મોક્ષનાં** તેજસ્વી **મેદાનો અનન્ત પ્ર**કાશમાં ઝળહળે છે, અને ઊર્ધ્વ ને પવિત્ર માર્ગના પ્રવાસી આની ઉપર યોગ્ય કાળે આવે છે. છેવટે જ્યાં સુધી શક્તિમાન અને તેજસ્વી **વીર** ગરીબ અને નમ્ર થઈને **શાન્તિ**ના **સૌંન્દર્યપૂર્ણ ધા**મમાં આવતો નથી, ત્યાં સુધી કામવાસનાનાં બન્ધનકારક ખાબોચીયાંમાંથી, ઘણી વ્યર્થ વૃત્તિઓનાં કાંટાળાં જંગલોમાંથી, સંશય અને નિરાશાના બળતાં વેરાનો ઓળંગતો તે આગળ પ્રવાસ કરે છે; તે પાછું ડગલું ભરતો નથી, કે ગતિને બિલકુલ રોકતો નથી પરંતુ પોતાના **પરમ લક્ષ્ય તરફ આગળ ને આગળ વધ્યાં જ કરે છે.**



# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા

## (પહેલા વર્ષમાં અર્ધી કિંમતે અપાયેલાં પુસ્તકો.)

---

**હાસ્યમંદિર** } -કર્ત્તા રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી બી. એ. કિ. રૂ. દોઢ.

**ગોપાળ કૃષ્ણ ગોખલે** } પાંચ છબીઓ સાથેનું સંપૂર્ણ જીવનચરિત્ર. કિમ્મત આઠ આના.

**સૉક્રેટિસ અને તેનો સંવાદ**

કિમ્મત આઠ આના.

**સત્યભામા** } પાંચ અંકી નવીન નાટક. છ ચિત્રો સાથેનું. કિમ્મત રૂ. એક.

(આ બધાં પુસ્તકો ૧૯૧૬ માં ગ્રાહક થનારને પણ અર્ધી કિંમતે મળશે.)

---

---

# સ્મરણ સંહિતા

એક કરુણપ્રશસ્તિ :–કર્ત્તા **નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા**, બી.એ.

ઉપોદ્ઘાત તથા વિસ્તારી ટીકા લખનાર :—

**પ્રૉફે. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ**, એમ.એ., એલ્.એલ્. બી.

કાવ્યપ્રસંગમાંનાં ખાસ તૈયાર કરાવેલાં અને બે શાહીથી છાપેલાં **દસ** ચિત્રો; ઊંચા એન્ટિક પેપર અને **મુંબાઇના** 'ગુજરાતી' પ્રેસની સુન્દર છપાઈ. ગુજરાતી સાહિત્યમાં સર્વ પ્રકારે તદ્દન નવીન. કિં. **રૂ. સવા.**

# ગુજરાતી કાવ્યોના સંગ્રહો.

**ગુજરાતી ગઝલીસ્તાન (સાગર)** ૨૬ ૦–૧૨–૦

**હૃદયકુંજ** ( कुब्जનાં કાવ્યોનો સંગ્રહ. ) ૧–૦–૦

**લલિતનાં કાવ્યો.** ( ललित ) ૦–૮–૦

**કલ્લોલિની** (બોટાદકરનાં કાવ્યો. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થઇ છે.) ૦–૮–૦

**ન્હાના ન્હાના રાસ**–( કવિ ન્હાનાલાલ) ૦–૪–૦

**દલપત સતશાહી** (દલપતરામ ડાહ્યાભાઇ કૃત ૭૦૦ દ્દષ્ટાંતિક દોહરા. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર છે.) ૦–૪–૦

**પ્રવાસ પુષ્પાંજલિ**–સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત યુરોપના પ્રવાસવર્ણનનાં કાવ્યોનો સંગ્રહ. એન્ટિક પેપર. ૧–૮–૦

**મણિકાન્તકાવ્યમાળા.** ૧–૪–૦

**નીતિલતાકુંજ.** ૧–૦–૦